પ્રથમાવૃત્તિ.] ઈ. સ. ૧૯૨૭ [પ્રત

प्रार्थये रसिकाः नित्यं पश्यन्त्विदमहर्निशम् ।
एतद्रसानभिज्ञस्तु मा द्राक्षीदपि वैष्णवः ॥

છાપનાર:- ગોવિંદજી કાશીભાઈ નાયક,
શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ,
અરાંતપુરી ભાગળ, ભાજીવાળી પોળ,—

પુસ્તક મળવાનાં ઠેકાણાં:-

(૧) ડગમનદાસ નારણદાસ એન્ડ સન્સ,
નાણાવટ, સુરત.

(૨) મંગળદાસ એન્ડ સન્સ.
ભાગાતળાવ, સુરત.

(૩) એમ. સી. કોઠારી,
રાવપુરા, વડોદરા

(૪) એન. એમ. ત્રિપાઠી એન્ડ સન્સ,
કાળબાદેવી રોડ, મુંબઈ

(૫) મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,
ત્રણ દરવાજા, અમદાવાદ.

ગ્રંથકર્તા તેમ જ બીજા જાણીતા બુકસેલરો

॥ श्रीः ॥

श्री

परमात्मने नमः।

# વિષયપ્રવેશ.

## ( ૧ )

## કવિચરિત.

'ગીતગોવિંદ' એ ભક્તિરસ વા લોકોત્તર પ્રેમરસનું સુપ્રસિદ્ધ મહાકાવ્ય છે એના પ્રણેતા મહાકવિ શ્રીજયદેવ છે. શ્રીજયદેવ પોતે જ એ વાતનો ઉલ્લેખ સ્વરચિત કાવ્યમાં નીચે પ્રમાણે કરે છે:

> 'श्रीवासुदेवरतिकेलिकथासमेत-
>
> मेत करोति जयदेवकविः प्रबन्धम्।' प्रस्तावना श्लो २.

વળી આગળ પણ કહે છે કે

> श्रीजयदेवकवेरिदमुदितमुदार
>
> शृणु शुभद सुखद भवसारम्।
>
> केशव धृतदशविधरूप जय जगदीश हरे ॥'
>
> स. १, प्र. १, प ११

આ મહાકવિના દેશકાલાદિ ઇતિવૃત્ત સંબંધી હકીકત પણ એમની આ કૃતિમાંથી જ મળી આવે છે ને આ પ્રમાણે છે – એમના પિતાનું નામ શ્રીભોજદેવ હતું માતાનું નામ રાધાદેવી વા રામાદેવી હતું. પરાશર નામે એમને કોઇક રસિક સુહૃદ હતો. પદ્માવતી નામે એમને સતી સાધ્વી સ્ત્રી હતી ઉમાપતિધર, શરણ, આચાર્ય ગોવર્ધન, શ્રુતિધર અને કવિરાજ ધોયી –આ પાંચ એમના સમકાલીન મહાકવિઓ હતા. એમનું કુલવૃત્તિગ્રામ કિન્દુબિલ્વ નામે હતું. જુઓ

> "श्रीभोजदेवप्रभवस्य रामादेवीसुतश्रीजयदेवकस्य ॥
>
> पराशरादिप्रियवर्गकण्ठे श्रीगीतगोविन्दकवित्वमस्तु ॥"
>
> गीतगोविन्दप्रशस्ति श्लो. ३.

" जयति पद्मावतीरमणजयदेवकविभारतीभणितमतिशातम् ॥ "

स. १०, प्र १, प ८.

"वाच पल्लवयत्युमापतिधर सदर्भशुद्धि गिरा
जानीते जयदेव एव शरण श्लाघ्यो दुरूहद्रुते ।
शृङ्गारोत्तरसत्प्रमेयरचनैराचार्यगोवर्धन-
स्पर्धी कोऽपि न विश्रुत श्रुतिधरो धोयी कविक्ष्मापति ॥"

प्रस्तावना, श्लोक ४.

"वर्णित जयदेवकेन हरेरिद प्रणतेन ।
किन्दुबिल्वसमुद्रसम्भवरोहिणीरमणेन ॥ हरि० हरि० ॥"

स ३, प्र १, प ८.

આ મહાકવિ બંગેશાધિપતિ બલ્લાલસેન નામે રાજાના પુત્ર લક્ષ્મણસેનની સભામાના કવિરત્નમાના એક હતા, એ આ નીચેના શ્લોક પરથી સમજાય છે –

' गोवर्धनश्च शरणो जयदेव उमापति ।
कविराजश्च रत्नानि समितौ लक्ष्मणस्य च ॥"

આ પદ્યમા જે "कविराज" પદ છે તદ્વાચ્ય કવિ અને ઉપર દર્શાવેલા 'कविक्ष्मापति' એટલે (ધોયી) કવિરાજ એ એક જ સમજવા, કારણ 'क्ष्मापति' શબ્દનો અર્થ ક્ષ્મા એટલે પૃથ્વી, તેનો પતિ એટલે રાજા એવો થાય છે

સસ્કૃત ગ્રન્થમાલામા પ્રસિદ્ધ 'आर्यासप्तशती' નામના ગ્રથના પ્રથમ પૃષ્ઠની ટિપ્પણીમા ઉપલો શ્લોક દૃષ્ટિએ પડે છે, અને તે લક્ષ્મણસેનના સભાગૃહના દ્વાર ઉપરના શિલાલેખમા કોતરેલો હતો એમ કહેવાય છે આ ઉપરથી જ કેટલાકનુ કહેવુ થાય છે કે ગોવર્ધન, જયદેવ વિ. મહાકવિઓ શ્રીલક્ષ્મણસેન મહારાજના માનીતા કવિઓ

---

૧. શ્રીમચ્ચન્દ્રદત્તકૃત ભક્તમાલા નામના ગ્રથમા 'विन्दुबिल्व' કાંઈ પણ પાઠ છે.

હતાં. આ સેનવંશીય શ્રીલક્ષ્મણસેન મહારાજ ઇ. સ. ના અગીઆરમા શતકની સમાપ્તિ પર્યંત બંગદેશના પાલક હતા એમ કેટલાક ઇતિહાસકોવિદો કહે છે—અર્થાત્ શ્રીજયદેવ પણ એજ અરસામાં થઈ ગયા હોવા જોઇએ.

શ્રીજયદેવ નામના અનેક કવિ થઈ ગયા છે. ' छन्दःशास्त्रवृत्ति ' નામના સંસ્કૃત ગ્રંથના કર્તાનું નામ પણ જયદેવ છે, પણ તે આ નહિ. વળી ' प्रसन्नराघव ' નામે સંસ્કૃત નાટક જયદેવ નામના કવિનું પ્રસિદ્ધ છે, પણ તે પણ આ ગીતગોવિંદકાર શ્રીજયદેવથી જુદા. એ જયદેવ તો કૌણ્ડન્ય ગોત્રનો હતો, એના પિતાનું નામ મહાદેવ હતું, અને માતાનું નામ સુમિત્રા હતું. આ શિવાય चंद्रालोक નામે અલંકાર-વિષયક સંસ્કૃત ગ્રંથના કર્તાનું નામ પણ જયદેવ છે. रतिमंजरी નામે કામશાસ્ત્રના સંસ્કૃત ગ્રંથના કર્તાનું નામ પણ જયદેવ છે. તેમ शृङ्गारमाधवीय નામના સંસ્કૃત ચંપૂકાવ્યનો કર્તા પણ એ જ નામનો કવિ થઇ ગયાનું પ્રસિદ્ધ છે. એના માતપિતાદિનું નામ જણાયું નથી. માત્ર 'કૃષ્ણદાસ' એ એમનું ઉપનામ હતું એટલું જ જણાવામાં આવ્યું છે. આ છેલ્લા ત્રણે જયદેવ ગીતગોવિંદકાર શ્રીજયદેવથી જુદા જ છે.

આ તો શબ્દકથારસિક ઇતિવૃત્તકારોની કથા કહી. એતદ્વિષયક વિસ્તૃત હકીકત સાક્ષર શ્રી કેશવ હર્ષદ ધ્રુવરચિત ગીતગોવિન્દના ગુજરાતી અનુવાદના ઉપોદ્‌ઘાતમાંથી મળશે. 'इति ह आस' એ વ્યુત્પત્તિસિદ્ધ ઇતિહાસરસિકોને અને શુષ્ક આધુનિક પ્રાયશ. સ્વકપોલકલ્પિત ઐતિહાસિક પદ્ધતિના મોહાવિષ્ટ જીજ્ઞાસુ જનોને તે ગ્રંથ જોવાની ભલામણ છે. અમે તો 'इतिह आस' એ પ્રાચીન વ્યુત્પત્તિસિદ્ધ પારંપર્ય—ઉપદેશના દૃષ્ટાન્ત વા નિદર્શનરૂપ એટલે ભૂતાર્થવાદમાત્રને ઇતિહાસ માનનારા પ્રાચીન પક્ષના અનુયાયી છીએ, એટલે અમારે ઉપર દર્શાવેલી દેશકાલાદિ હકીકત પરત્વે 'આમ કે તેમ' એમ ખાસ આગ્રહ નથી, કારણ ઉપર દર્શાવ્યું તેમ અમે ઇતિહાસનું તાત્પર્ય સ્વાર્થમાં એટલે મુખ્યાર્થમાં નથી માનતા, પણ વૈધ વા પારંપર્યઉપદેશમાં

માનીએ છીએ. છતાં આટલી હકીકત કૌતુકી અને કુતૂહલી દેશકાલાદિ ઇતિવૃત્તના ઉપાસકોના સમાધાન અર્થે આમથી તેમથી એકત્ર કરી તેનો અત્ર ઉલ્લેખ કર્યો છે. અમારો ખાસ આગ્રહ તો શ્રીજયદેવવર્ણિત ભક્તિરસભરિત ભગવલ્લીલાવિષયક ચર્ચાપરત્વે છે, જેનું નિરૂપણ આ ઉપોદ્ઘાતના તૃતીય ખંડમાં જોવામાં આવશે.

શ્રીજયદેવે માત્ર એક જ કાવ્ય લખ્યું છે, અને તે આ પ્રસ્તુત શ્રીગીતગોવિન્દ મહાકાવ્ય. આ સિવાય એમનો રચેલો બીજો ગ્રંથ પ્રસિદ્ધિમાં પણ નથી તેમ સાંભળવામાં પણ નથી. આ એક જ લોકોત્તર કૃતિથી શ્રીજયદેવનું નામ અમર થયું છે; અર્થાત્ આ ગ્રંથમાં કંઇ અનિર્વચનીય ચમત્કાર હોવો જ જોઇએ. આટલા માટે એ કાવ્યના માહાત્મ્ય સંબંધી કંઇક દિગ્દર્શન કરાવવું ઉચિત છે.

## ( ૨ )
## કાવ્યમાહાત્મ્ય.

ગીતગોવિન્દ મહાકાવ્યના માહાત્મ્ય સંબંધી અનેક આખ્યાયિકાઓ પ્રચલિત છે. એ સર્વનો સંગ્રહ કરી શ્રીમચ્ચંદ્રદત્ત[૧]કૃત ભક્તમાલા નામના સંસ્કૃત ગ્રંથમાં ૩૯ થી ૪૧ મા સર્ગ પર્યંત તે વિસ્તારપૂર્વક વર્ણવામાં આવી છે. ત્યાં જીજ્ઞાસુ ભગવદ્ભક્તોને જોવાની ભલામણ છે

આજકાલના કેટલાક શુષ્ક અને તુચ્છ તર્કરસિક સુશિક્ષિત લોકો આવાં માહાત્મ્યો પ્રતિ બહુ આદરબુદ્ધિથી જોતા નથી, એટલે એ ત્રણે સર્ગનો અનુવાદ અહીં આપવો ઉચિત ન લાગ્યાથી માત્ર પદ્માવતીની ઉત્કટ પ્રતિજ્ઞા, તત્પરીક્ષણાર્થે કેવળ કુતૂહલવૃત્તિથી લક્ષ્મણસેનની રાણીએ કરેલી ચેષ્ટા, પરિણામે મહાસતી પદ્માવતીનો પ્રાણત્યાગ, શ્રીજયદેવ મહાકવિનું પોતાની પ્રાણપ્રિયાના પુનરુજ્જીવનાર્થે ભગવત્પરાયણ થઇ સ્વરચિત ગીતગોવિંદનું હાથમાં વીણા લઈ સુસ્વરે ગાવું અને છેવટે પદ્માવતીનું પુનરુત્થાન. આટલો પ્રસંગ ખાસ ઉતારવા જેવો લાગવાથી નીચે પ્રમાણે આપ્યો છે:-

---

૧. આ ગ્રંથ મુંબઈમાં શ્રી કૃષ્ણદાસે પોતાના શ્રીવેંકટેશ્વર મુદ્રાલયમાં છાપી પ્રસિદ્ધ કર્યો છે.

तद्दुःखवशगो राजा नायाति स्वगृहं पुनः ।
अमी समागता भृत्याः कथयन्तीदमप्रियम् ॥
इति श्रुत्वा वचस्तस्या राज्याः पद्मावती सती ।
अहो किमिदमित्युक्त्वा मूर्छा तस्थौ क्षणार्धतः ॥
निष्पपात पृथिव्यां सा गतासुरभवत्तदा ।

.................................................

अथ राजापि कविना समायातोऽतिविस्मितः ॥
श्रुत्वा कोलाहलं शीघ्रं ययावन्तःपुरं स्वकम् ।
जयदेवेन सार्धं च तत्र गत्वा ददर्श ह ॥
पद्मावतीं मृतां भूमौ राजा त्वाह प्रियां प्रति ।
किं जातमस्या येनेयं मृता कस्मात्कविप्रिया ॥
श्रुत्वा राज्ञी नृपवचो भीता प्राह कृताञ्जलिः ।
मम दुश्चरितं नाथ क्षम्यतां कथयामि ते ॥
तव भ्राता मृतः पूर्वं तत्पत्नी सा तमन्वगात् ।
तां दृष्ट्वा प्राह मामेषा कोऽयं पाषण्ड इत्यहो ॥
मृते पत्यौ तत्क्षणात्तु भस्मसादभवन्न या ।
तस्याः वृथा व्रत प्रीतिरित्येवं मम निश्चयः ॥
इति श्रुत्वा वचस्तस्याश्चिकीर्षन्ती परीक्षणम् ।
अवदं ते पतिः साध्वि मृतोऽकस्मादिति श्रुतम् ॥
तच्छ्रुत्वैव पपातोर्व्यां मृता तत्क्षणमेव हि ।
इदानीं त्वमिहायातः कविना सह संगतः ॥
अतः परं यत्कर्तव्यं तत्कुरुष्व मम प्रभो ।
इति श्रुत्वा वचस्तस्या राजा प्राहातिविस्मितः ॥
वृथेयं घातिता देवि त्वया पद्मावती सती ।
निवत्स्यति कथं गेहे जयदेवोऽनया विना ॥
अतस्त्यक्ष्याम्यहमपि त्वां यथेच्छं व्रजाधुना ।
घातने स्त्रीवधो मे स्यादवध्या हि स्त्रियो नृणाम् ॥

इति राजवच श्रुत्वा जयदेवोऽब्रवीद्वच ।
राजतनपरार्थेय महिषी तव सुमतो ॥
न त्यागमर्हत्येषा वै नैव ब्रूहि ममामत ।
कौतुकेन मृषावाक्य भवत्येन न सशय ॥
वाङ्मात्रेण न तत्रास्ति पालक कश्चिन्नृप ।
किंच क्षण जगन्नाथ स्मर त्व सुमना भव ॥
भजेऽहमपि त देव कल्याण स करिष्यति ।
इत्युक्त्वा जयदेवस्तु वाद्यमादाय सर्वश ॥
प्रिये चारुशीले यत्प्रोक्त गीत तत्परमानस ।
जगौ तत क्षणादेव पद्मावत्या कलेवरम् ॥

........ ........................... .....

एव भगवतो भक्तिर्मृतसजीविनी नृणाम् ।
अद्यापि वर्तते लोके निश्चयोऽपेक्षित किल ॥

આ કથાનો સાર આ પ્રમાણે છે —

લક્ષ્મણસેન મહારાજનો કોઈ પિતરાઈ ભાઈ મરી ગયો હશે તે વખતે તેની સાધ્વી અને પતિવ્રતા સ્ત્રી પતિસહગમન કરવા તત્પર થઈ તે વખતે રાણીએ પદ્માવતીને બોલાવીને કહ્યુ, "ચાલ, સતીનુ પતિસહગમન જોવા આવે છે?" આ શબ્દો સાંભળી પદ્માવતીએ કહ્યુ, 'એ તો બધા પાખણ્ડ છે 'તારો પતિ મરી ગયો' એટલા શબ્દો કાને પડતા જ જો સ્ત્રી મરણ ન પામે તો પછી એ સતીએ શાની અને એનુ વ્રત પણ શા કામનુ, અને એની પ્રીતિ પણ શા ઉપયોગની?" આ સાભળીને રાણી તો ચકિત જ થઈ ગઈ, અને મનમા પદ્માવતીની પરીક્ષા કરવાનો સકલ્પ કર્યો કાળાન્તરે એમ બન્યુ કે એક દિવસ રાજા શ્રીજગન્નાથના દર્શનાર્થે કવિ સહ પધાર્યા અને તરત પાછા ન ફર્યા આથી રાણીએ પદ્માવતીને બોલાવીને તેની સમીપ આક્રદ કરવા માડ્યુ, અને કહ્યુ, 'પદ્માવતી, તારા પતિનુ અવસાન થયુ છે એમ આ રાજાના સેવકો ખબર લાવ્યા છે" આ વાત

સાંભળતાં પદ્માવતી ક્ષણવાર સ્તબ્ધ થઈ ગઇ અને ભૂમિ ઉપર મૂર્ચ્છા ખાઈ પડી, અને તેજ ક્ષણે એણે પ્રાણનો ત્યાગ કર્યો. રાણી ગભરાઇ ગઈ અને ચારે બાજુએ રડારોળ થઇ રહી. રાજા શ્રીજયદેવ સહવર્તમાન જ્યારે પાછો આવ્યો ત્યારે આ કોલાહલ સાંભળી અતિ વિસ્મિત થઇ ગયો અને સીધો જયદેવ સહિત અંતઃપુરમાં ગયો. રાણીને પુછતાં માલમ પડ્યું કે તેની સહજ ચેષ્ટાથી આ અનિષ્ટ પ્રસંગ બન્યો છે. રાણીએ ક્ષમા માગી અને કહી દીધું કે મારા પાપે આ બિચારી સતીની આ દશા થઈ છે. રાજાએ કહ્યું, 'હે પ્રિયે, તેં આ શું કર્યું? આ બિચારીનો નિરર્થક ઘાત તેં શા માટે કર્યો ? જયદેવ હવે એના વિના કેમ રહી શકશે ? આજથી જ હું તારો ત્યાગ કરું છું અને તારે જ્યાં જવું હોય ત્યાં જા." જયદેવે રાજાને વાર્યો અને કહ્યું, 'એમાં રાણીનો દોષ નથી, એમણે તો માત્ર મશ્કરી જ કરી, એમાં પાતક શું? માટે આ પ્રમાણે કરવું તમને યોગ્ય નથી. શ્રીજગન્નાથજીનું સ્મરણ કરો; હું પણ એમનું જ ભજન આરંભુ છું.' એમ કહી હાથમાં વાદ્ય લઈ ભગવદ્‌ભક્તિપરાયણ થઈ સ્વરચિત ગીતગોવિંદનું 'प्रिये चारुशीले' થી આરંભાતું પદ ગાવાનું શરૂ કર્યું. પરિણામે ભગવાન પ્રસન્ન થયા અને સતી માધ્વી પદ્માવતી સચેત થઈ અને આળસ મરડીને બેઠી થઇ. આ ઉપરથી અહીં જણાશે કે કવિ શ્રીજયદેવ એક સમર્થ ભગવદ્‌ભક્ત હતા અને એમનું ગીતગોવિન્દ કાવ્ય પણ પ્રભુની જ પ્રસાદીરૂપ હતું

આ શિવાય તતકાલીન પણ્ડિતોમાં પણ આ કાવ્યની કીર્તિ સારી રીતે વ્યાપેલી હતી. એ વાત શ્રીજયદેવ પછી ચૌદમા શતકમાં થએલા બંગદેશીય વિશ્વનાથ કવિરાજરચિત સાહિત્યદર્પણમાં આ કાવ્યગત નીચેના શ્લોકનો દશમા ઉલ્લાસમાં વૃત્ત્યનુપ્રાસના ઉદાહરણ રૂપે ઉપન્યાસ થયેલો જોવામાં આવે છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છેઃ-

'उन्मीलन्मधुगन्धलुब्धमधुपव्याधूतचूताङ्कुर-
क्रीडत्कोकिलकाकलीकलकलैरुद्गीर्णकर्णज्वराः।

नीयन्ते पथिकैः कथंकथमपि ध्यानावधानक्षण–
प्राप्तप्राणसमासमागमरसोल्लासैरमी वासराः॥
सा. द. दशमोल्लासनी कारिका ४ नु उदाहरण.
પાનું ૪૪૭-૮. નિર્ણયસાગરમુદ્રિત સટીક સાહિત્યદર્પણ.

શાર્દૂલવિક્રીડિત.

'મ્હોરતાં મધુ-આમ્રલુબ્ધ અલિ જે હિંચાવી દે અંકુરે–
ત્યાં જે કોયલ ઝૂલી પંચમ સુરે સ્હારે કૂંજી કર્ણને;
રૂડા દિન વસંત આ ક્યમ કરી કાઢે પથિકો ઘડી
સાધી પ્રેમ-સમાધિ, પ્રિય મળી લે ધ્યાને, રસે ઉલ્લસી.'
ભાષાન્તર, પૃષ્ઠ ૮, શ્લોક ૪.

'શારે કર્ણ કુહૂરવે તડૂકતી કોયેલ કુંજે ઝૂલી
ને ડારે મધુરુ મધુ પી મદમાં મોદતી ભૃંગાવલી;
તેવા રમ્ય વસંતમાં વિરહની પીડે પ્રવાસી ડૂલી
સાધી પ્રેમસમાધિ આધિ વીસરે કેમે પ્રિયાને મળી.'
સાક્ષર શ્રી કેશવ હર્ષદકૃત ભાષાંતર. ૧-૧૨.]

રસગંગાધરકાર પણ્ડિતરાજ જગન્નાથે પણ શ્રીજયદેવ કાવ્યનું સ્મરણ કર્યું છે. પ્રસંગ આ પ્રમાણે છે : रत्यादीना भयातिरिक्तस्थायिभावानां सर्वत्र समानेऽपि रतेः संभोगरूपाया मनुष्येष्विवोत्तमदेवतासु स्फुटीकृतसकलानुभाववचनमनुचितम् । તાત્પર્ય એ છે કે ભયાતિરિક્ત રત્યાદિસ્થાયિભાવો સર્વત્ર એટલે દેવ મનુષ્ય તેમ લૌકિક અલૌકિક સર્વ પ્રસંગોમાં સમાન હોવા છતાં સંભોગરૂપ રતિનું મનુષ્યોની માફક ઉત્તમ દેવતાઓના સંબંધમાં સકલ અનુભવ સહવર્તમાન સ્પષ્ટ વર્ણન કરવું એ અનુચિત ગણાય. ત્યારે શ્રીજયદેવે ગીતગોવિન્દમાં કેમ આ સંકેતનો ભંગ કર્યો એના સમાધાનમાં આ પ્રમાણે સ્મરણ જોવામાં આવે છેઃ 'जयदेवादिभिस्तु गीतगोविन्दादिप्रबन्धेषु सकलसहृदयसम्मतोऽयं समयो मदोन्मत्तमतङ्गजैरिव भिन्न इति

न तन्निदर्शनेनैदार्नीतनेन तथा वर्तयितुं सांप्रतम ।' र. गं पा. ५२ (નિ. આ.) અહીં પણ્ડિતરાજે ગીતગોવિન્દકાર શ્રીજયદેવને મદોન્મત્ત ગજની ઉપમા આપી છે, અને ઉપર દર્શાવેલો સ્વમત સંકેત ભંગ કરવા બદલ તેમની નિર્ભર્ત્સના કરી છે, છતાં હાલના આલંકારિકોને તેનુ અનુકરણ કરવાનું સ્પષ્ટ ના કહી ગર્ભિતરીતે શ્રીજયદેવની અને ગીતગોવિન્દની સ્તુતિ કરી છે.

આ શિવાય અનેક અલંકારશાસ્ત્રના ગ્રંથોમાં અને સુભાષિતોમાં આ કાવ્યાંતર્ગત શ્લોકોનો અનુવાદ જોવામાં આવે છે. અંગ્રેજીમાં પણ રસિક કવિ એડવિન આર્નોલ્ડે એનો અનુવાદ કરવા યત્ન કર્યો છે, જે 'Song of songs' એ નામથી પ્રસિદ્ધ છે.' બીજી યૂરપીય ભાષામાં પણ એના અનુવાદો થયાનું સાંભળવામાં છે. આ પ્રમાણે દેશપરદેશમાં ભારી પ્રસિદ્ધિ પામેલ આ સંગીત કાવ્ય અપૂર્વતાના એક નમુનારૂપ છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ કહેવાશે નહિ.

શબ્દ, અર્થ, વૃત્તિ, તેમ રસાલંકારાદિની ચમત્કૃતિથી ભરેલું આ મહાકાવ્ય સંસ્કૃત સાહિત્યમાં કાલિદાસ, દણ્ડી, ભવભૂતિઆદિની ઉત્તમોત્તમ કૃતિઓ હોવા છતાં પ્રથમ શ્રેણિનું ગણાય છે. શ્રીમત્ શંકરના અતિ રસિક અમરુશતક કરતાં પણ આને ઉચ્ચતમ કોટિનું કાવ્ય ગણવામાં આવે છે. ખાસ વિશિષ્ટતા એ છે કે સંગીત કાવ્યોમાં આ પ્રથમ જ હોય એમ લાગે છે . શ્રીજયદેવે આ શિવાય અન્ય કોઇ પણ કાવ્ય રચ્યું હોય એમ જણાતું નથી. છતાં આ એકજ કાવ્યથી એમની કીર્તિ દિગંતવ્યાપી થઈ છે. દક્ષિણમાં અને ખાસ કરીને કર્ણાટકમાં એ અત્યારે પણ ગુજરાતના નરસિંહ મહેતા અને પ્રેમાનંદની પેઠે ઘેરેઘેર ગવાય છે.

આ કાવ્યમાં હર્ષ, વેગ, આત્સુક્ય, ક્રીડા, ચાપલ્યાદિ સંચારી ભાવો છે, અને રતિ સ્થાયિભાવ છે. આથી અનુભાવાદિ કાર્ય અને વિભાવાદિ કારણસામગ્રીથી પરિપુષ્ટ થયેલો, શ્રમ, અભિલાષ, વિરહ, ઇર્ષ્યા,

અસૂયાદિ લક્ષણવાળો રસરાજ વિપ્રલભશૃગાર આ કાવ્યમાં સમુન્મીલિત થયેલો જણાય છે આથી મહામુનિ ભરતે 'વિભાવાનુભાવવ્યભિચારિ-સંયોગાદ્રસનિષ્પત્તિ ' એમ જે રસનુ લક્ષણ બાધ્યુ છે તે આ કાવ્યમા બરાબર બધ બેસતુ આવે છે આમ છે ખરૂં, છતા આ મહાકાવ્યગત રસાદિ પરત્વે અહીં કાઈક મીમાસા કરવાની આવશ્યકતા પ્રાપ્ત થાય છે. કારણ અમારી માન્યતા ઉપર સૂચવેલા સર્વ લેખકોથી કઇક વિલક્ષણ છે

(૩)

## રસમીમાંસા

આ કાવ્યમાં પ્રધાનરસ જોકે શૃગાર છે એ નિર્વિવાદ છે, તોપણ એ ૃગાર લૌકિક નથી સમજવાનો, પણ અલૌકિક માનવાનો છે. સ્થાયિભાવ જે રતિ તે પણ વિભાવ, અનુભાવ, સચારિભાવ આદિના સયોગથી નિષ્પન્ન થતો લૌકિક નથી ગ્રહણ કરવાનો, પણ અલૌકિક સમજવાનો છે એટલા માટે આ કાવ્યગત રસને અમે શૃગારરસને બદલે ભકિતરસ કહીશુ અને સ્થાયિભાવને રતિને બદલે પ્રેમ કહીશુ. ભગવદ્દવિષયક પરાનુરકિતરૂપ આ પ્રેમમા અને બ્રહ્માનદમા અમને બહુ ફેર જણાતો નથી 'रसो व स '। 'रस ह्येवाय लब्ध्वा ऽऽनन्दी भवति।' એ શ્રુતિમા જે રસ કહ્યો છે તેજ રસ અહીં સમજવાનો છે રસગગાધરકાર પંડિતરાજ જગન્નાથ પણ આજ વાતનુ સમર્થન કરે છે 'आनन्दोऽप्ययं न लौकिकसुखान्तरसाधारण अनन्त करणवृत्तिरूपत्वात्।' આ આનદ તે બીજા લૌકિક સુખ વા વિષયજન્ય આન દ જેવો નહિ સમજવો, પણ ઉપર આપેલી શ્રુતિના સ્વારસ્યાનુસાર ' भग्नावरणा चिदेवरस ' ભગ્નાવરણચૈતન્ય એજ રસ સમજવાનો છે, કારણ જ્યારે અન્ય લૌકિક વિષયાન દો વા વાસનાન દો અ ત કરણવૃત્તિઅવચ્છિન્ન ચૈતન્યરૂપ હોય છે, ત્યારે આ ભકિતરસ વા બ્રહ્માન દ, વા અલૌકિક પ્રેમ અન્ત કરણવૃત્તિઅનવચ્છિન્નચૈતન્યરૂપ હોય છે, કેમકે આ અવિચ્છિન્ન ભગવદાકાર પ્રેમવૃત્તિ નિરવચ્છિન્નસ્વરૂપવિષયક હોય છે ત્યારે પહેલી વૃત્તિ અંત કરણાદિઅવચ્છિન્ન વિષયક છે. આ વાત સકલ સહૃદય ભકતો અને

જ્ઞાનીઓને પ્રત્યક્ષ છે એટલે વિશેષ કહેવાની જરૂર રહેતી નથી.

આ ભક્તિનુ લક્ષણ શાકરાદ્વૈતના પ્રખર વિદ્વાન્ પૂજ્યપાદ શ્રીમ. મધુસૂદનસરસ્વતી સ્વરચિત 'भक्तिरसायन' નામના અતિ ઉત્તમ ગ્રથમા આ પ્રમાણે આપે છે –

> द्रुतस्य भगवद्धर्माद्धारावाहिकता गता ।
> सर्वेशे मनसोवृत्तिर्भक्तिरित्यभिधीयते ॥ १–३

તાત્પર્ય એ છે કે ભગવદ્ગુણ શ્રવણ કર્યાથી આર્દ્રભાવને પામેલી ચિત્તની ધારાવાહિક એટલે અવિચ્છિન્ન ભગવદાકાર વૃત્તિ તે ભક્તિ. આમા ત્રણ વાતો ખાસ ધ્યાનમા રાખવા જેવી છે (૧) ભગવદ્ગુણશ્રવણ, (૨) ચિત્તનો દ્રવીભાવ, અને (૩) ધારાવાહિક એટલે અવિચ્છિન્ન ભગવદાકારવૃત્તિ આમા પહેલી બે વાત સાધનપરાયણ છે અને છેવટની ફળપરાયણ છે, એ લક્ષમા રાખવુ આજ વાત શ્રીમદ્ભાગવતમા પણ કહી છે –

> 'मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
> मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ॥
> लक्षण भक्तियुक्तस्य (योगस्य) निर्गुणस्य ह्युदाहृतम् '॥
> भा ३।२९।११।१२ ॥

આ શ્લોકમા અવિચ્છિન્ન એટલે 'ધારાવાહિક' એમ સમજવુ એટલે ઉપરના લક્ષણ સાથે બરોબર સમન્વય થશે અર્થાત્ અસ્મતમત આ ભક્તિરસમા ચિત્તવૃત્તિ વા અતઃકરણવૃત્તિ ધારાવાહિક એટલે સતત–કોઈ પણ પ્રકારના વિચ્છેદ વગર ભગવન્મય હોવી જોઈએ એ નિર્વિવાદ સિદ્ધ થાય છે આમા કોઈપણ પ્રકારના લૌકિક વિષયને સ્થાન ન હોવુ જોઈએ આથી લૌકિકવિષયશૃગારરસ અને અલૌકિકવિષયકભક્તિરસમા તેમ જ લૌકિકશૃગારરસરૂપ સ્થાયિભાવ એટલે લૌકિકવિભાવાદિજન્ય જે રતિ તેમા અને આ આવરણભગદ્દારા ભગવદાકારમયી અલૌકિકવૃત્તિમા આવિર્ભાવ પામતો પ્રેમ, એમા રહેલો ભેદ સ્પષ્ટ માલમ પડશે. બીજી વાત એ છે કે આ મનોવૃત્તિ દ્રવાવસ્થાને પ્રાપ્ત થએલી એટલે અતિશય પિગળી

ગએલી હોવી જોઇએ, કઠિન વા શિથિલ ન હોવી જોઇએ; કારણ એમ થયા વિના જેમ સુવર્ણરસ મુસાકાર વા લગડીરૂપ થતો નથી, તેમ આ દ્રવિત એટલે ભક્તિરસભાની ચિત્તવૃત્તિ પણ ભગવદ્રૂપ થતી નથી.

चित्तद्रव्यं हि जतुवत् स्वभावात् कठिनात्मकम् ।
तापकैर्विषयैर्योगैर्द्रवत्व प्रतिपद्यते ॥

भक्तिरसायन १–४.

ચિત્તદ્રવ્ય લાખના જેવું સ્વભાવથી જ કઠિન હોય છે અને દેવતાથી જેમ લાખ પીગળે છે અને એકરસ થાય છે તેમ ચિત્ત પણ ભગવદ્‌વિરહાદિતાપક યોગથી દ્રવિત થઇ જાય છે. ચિત્તના કાઠિન્ય અને શિથિલીભાવની અત્યન્ત શાન્તિ એ અહીં ખાસ વક્તવ્ય છે; કારણ આમ થયા શિવાય તે ભગવદાકાર થાય જ નહિ અને ભગવાનની મૂર્તિ તેમાં ચિરસ્થાયિ રહી શકે જ નહિ. ચિત્તનો એવો સ્વભાવ જ છે કે તે વિષયાદિની સન્નિધિથી ક્ષુબ્ધ થયા શિવાય વિષયાકાર થતું જ નથી એ વાત શ્રીમદ્‌ભાષ્યકાર જે નીચેના શ્લોકમાં કહે છે તે યથાર્થ છેઃ

'मुषासिक्त यथा ताम्र तन्निभ जायते तथा ।
घटादि व्याप्नुवच्चित तन्निभ जायते ध्रुवम् ॥

મુસમાં રેડેલો તામ્રરસ જે પ્રમાણે મુસાકાર થાય છે તેમ ઘટાદિને વ્યાપ્ત થતું ચિત્ત ઘટાકાર થઇ જાય છે. આજ ન્યાય પ્રસ્તુત પ્રસંગમાં પણ સમજવો. ચિત્ત ભગવદાકાર થવું જ જોઇએ, અને ત્યારે જ એમાં દશમી પ્રેમલક્ષણા વા પરાભક્તિ એટલે બ્રહ્માનંદનો આવિર્ભાવ થાય. આનું જ નામ ભક્તિરસ અને આજ પ્રેમરૂપ સ્થાયિભાવ

'स्थायिभावगिरातोऽसौ वस्त्वाकारोऽभिधीयते ।
व्यक्तश्च रसतामेति परमानन्दतया पुनः ॥

भगवान् परमानन्दस्वरूपः स्वयमेव हि ।
मनोगतस्तदाकाररसतामेति पुष्कलम् ॥'

' भ. र. १. ९. १०.

ભગવાન્ સ્વયં-પોતેજ-પરમાનંદ-નિરતિશય પ્રેમાસ્પદરૂપ છે, અને ભગવદ્લીલાશ્રવણાદિથી દ્રવિત થએલું ચિત્ત જ્યારે તત્પરાયણ થાય છે ત્યારે જ તદાકાર એટલે ભગવદાકાર પ્રહ્લાનંદરૂપી રસરૂપ વા પ્રેમરૂપ થાય છે. ભક્તિરસ તે આનુંજ નામ. ભક્તિરસ-અલૌકિક પ્રેમ-અલૌકિક શૃંગાર જે કંઈ કહો તે એ. આજ રસ સર્વથા અને સર્વત્ર પ્રસ્તુત ગીતગોવિંદ મહાકાવ્યમાં સમજવાનો છે. કામથી દગ્ધ થએલાં અને અનેક પ્રકારની વિષયવાસનાથી વાસિત થએલાં અને તેથી અહર્નિશ વિષયાકાર બની રહેલાં ચિત્તોમાં આ ભક્તિરસ કદીપણ સ્ફુરવાનો નહિ, અને તેથી બ્રહ્માનંદ પણ તેમના અનુભવમાં આવવાનો નહિ. આવા લોકોના હૃદયમાં તો આ કાવ્યના શ્રવણમનનાદિથી વિષયવાસના જ મહાકાળ સ્ફુરવાની, અને તેથી તેઓ પ્રસ્તુત ગ્રંથગત 'ભગવલ્લીલાનિરૂપણ ઉપર અનેક સ્વમનોવિકારરૂપ દુષ્ટ અને તુચ્છ આક્ષેપો કરવાના. ભગવાન્ શ્રીકૃષ્ણની રાસલીલા ઉપર જે અનેક આક્ષેપો જોવામાં આવે છે તેનું કારણ આંજ છે. લૌકિકરસ અને અલૌકિક રસનો ભેદ જ તે લોકોને ખબર હોતો નથી અને તેથી તે અનુભવી શકતા પણ નથી કારણ સ્પષ્ટ જ છે. વળી-

गृह्णाति विषयाकारं मनो विषययोगतः ।
इति वेदान्तिभिः साङ्ख्यैरपि सम्यङ्गनिरूपितम् ॥'

આ વાત નિર્વિવાદ સિદ્ધ છે. વિષયનો યોગ થયો કે તરત જ ચિત્ત તદાકાર થવાનું જ. લૌકિક વિષયમાં લૌકિક વિષયાકાર અને અલૌકિક વિષયમાં અલૌકિક વિષયાકાર. લૌકિક વિષયો કનકકાન્તાદિ તો પ્રસિદ્ધ જ છે, અલૌકિક વિષય તો એક ભગવાન્ જ માત્ર છે એમ

જાણવાનુ છે આ કાવ્યમા પણ ભગવાન્ શ્રીકૃષ્ણ એ અલૌકિક વિષય છે અને એમની અલૌકિક લીલાનુ અત્ર નિરૂપણ છે. અને તેથી તદાકારવૃત્તિ થાય તે જ કાવ્યના અભ્યાસનુ ફળ પ્રાપ્ત થાય, અને કાવ્ય રચવાની સાર્થકતા સિદ્ધ થાય ભાવ અનુભાવ, સચારિભાર-માત્રને આ અલૌકિક રસની નિષ્પત્તિમા શબ્દદ્વારા નહિ.અનુભરતા તેની પાછળ રહેલી ભાવનાદ્વારા દ્રવિત ચિત્તમા અનુભવવામા આવે તો જ આ ભક્તિરસની નિષ્પત્તિ થાય એ નિ સશય છે, જે વાત ઉપરના ૯ અને ૧૦ મા શ્લોકમા સચવાઇ ગઇ છે

તાત્પર્ય એ છે કે દર્પણાદિ ઉપાધિમા પ્રતીત થતુ સૂર્યાદિબિબ જેમ પ્રતિબિબરૂપ કહેવાય છે, તેમ પરમાનદરૂપ ભગવાન્ પણ દ્રુતચિત્તમા પ્રતિબિંબિત થઈ સ્થયિભાવરૂપે પ્રતીત થાય છે અને પરિણામે ભક્તિરસતાને પ્રાપ્ત થાય છે અર્થાત્ ભક્તિરસ એ **વસ્તુત** પરમાનદરૂપ જ છે, એમા જરાપણ સશયને અવકાશ નથી. આ ઉપરથી આ કાવ્યગત પ્રધાનરસ જે ભક્તિરસ તેના આલંબન-વિભાવરૂપ જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેનુ અને પરમાનદના આવિર્ભાવરૂપ જે સ્થાયિભાવ તેનુ ઐક્ય થશે, એમ શકા કરવાનુ કારણ નથી, કારણ બિબપ્રતિબિંબભાવનો ભેદ વ્યવહારમા જીવઈશ્વરબેની માફક પ્રસિદ્ધ છે પરમાત્મા જે આલબનવિભાવ તે બિબરૂપ છે, અને ભગવાનાકાર પરમાનદરૂપ જે સ્થાયિભાવ તે પ્રતિબિંબરૂપ છે, અને તે બનેનુ બાધ-સમાનાધિકરણથી વાસ્તવિક ઐક્ય છે, જો કે બને વ્યવહારદશા માત્ર ભિન્ન છે

આ રીતે અરવીકતા લૌકિક શૃગારરસનો પણ નિર્વાહ થઈ શકશે, કારણ ત્યા પણ જે સુખની પ્રતીતિ થાય છે તે પણ પરમાનદની જ માયાદ્વારા પ્રતીતિ છે એ નિર્વિવાદ છે

> कान्तादिविषयेप्यस्ति कारणं सुखचिद्धनम् ।
> कार्याकारतया भेदे व्यावृत मायया खल ॥

જગતમાં જે કંઈ સુખ–આનંદને નામે સમજાય છે તે સર્વ આ બ્રહ્માનંદનું જ પ્રતિબિંબ છે. જેવી ઉપાધિ તેવું પ્રતિબિંબ. સાત્ત્વિકવૃત્તિમાં બિંબપ્રતિબિંબ એક જ રૂપ. રાજસી તામસીમાં વિકૃતિરૂપ. વૃત્તિજન્યના વિભિન્નગુણથી મુજબથી કંઈક અંશે ન્યૂન એટલોજ માત્ર ભેદ છે. અત્ર ઉપપત્તિ આ પ્રમાણે છે

त्रिगुणात्मकमेकं वस्तु स्वाकारमीश्यते ।
निजमानससंस्कारभेदेन पुरुषैस्त्रिभि: ॥
कामिन्या सुखता भर्त्रा सपत्न्या दुःखरूपता ।
तदलाभात्तथान्येन मोहरूपमनुभूयते ॥

म र १ १६–१७.

ત્રિગુણાત્મક દરેક વસ્તુ ત્રણ જનને પોતપોતાના મનના સંસ્કાર-ભેદને લીધે ત્રણ જુદી જુદી રીતે પ્રતીત થાય છે. એક જ સ્ત્રી તેના પતિને સુખરૂપ લાગે છે, સપત્નીને દુઃખરૂપે સાલ્યા કરે છે, અને તેની પ્રાપ્તિના અભાવથી અન્ય પુરુષને મોહનું કારણ થઇ પડે છે, અથવા ઉદાસીન પુરુષને તુચ્છવત્ ભાસે છે, કારણ પોતાના ભર્તા પ્રતિ તેના સાત્ત્વિકભાવનો ઉદ્રેક જોવામાં આવે છે, સપત્ની પ્રતિ રજોઅંશનો અને અન્ય પ્રતિ તામસઅંશનો ઉદ્રેક માલમ પડે છે. વાસનાના ભેદથી એક જ વસ્તુને વિષે જ્ઞાનમાં પણ ભેદ પ્રતીત થાય છે, એ વાત પ્રખર મીમાંસક શ્રીકુમારિલભટ્ટાચાર્યને પણ ઇષ્ટ છે –'परिव्राट्-कामुकशुनामेकस्मिन प्रमदाजने कुणप कामिनीभक्ष्यम्'...એક જ પ્રમદાને વિષે પરિવ્રાટ્, કામુક, અને શ્વાનની અનુક્રમે માંસ, કામિની, અને ભક્ષ્યરૂપ ત્રણ પ્રકારની વિકલ્પનાઓ થાય છે.

આટલા જ માટે ભગવતી શ્રુતિ કહે છે કે 'आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । आनन्देन जातानि जीवन्ति । आनन्दं प्रयन्त्यभिसंविशन्ति ।' તાત્પર્ય એ છે કે બ્રહ્માનંદ જ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે.

પ્રસ્તુત ઉપોદ્‌ઘાતમાં અન્ય લેખકોએ માન્ય કરેલી રસાલંકારાદિની ચર્ચા જેવી ચર્ચાને છોડીને મુખ્ય ચર્ચાના વિષયરૂપે ભક્તિરસ વા બ્રહ્માનંદાદિને અમે અહીં જાણી જોઇને ચર્ચ્યો છે; કારણ એના સબંધમાં લોકોમાં અનેક પ્રકારની ભ્રાન્તિ પ્રસરેલી માલમ પડે છે. આલિંગન ચુંબનાદિ શબ્દ તેમજ તદ્દવાચ્યક્રિયા ઉભય રસમાં –લૌકિક તેમજ અલૌકિક બન્નેમાં –એક જ હોવાથી હાલના સુશિક્ષિતમાં ખપતા લોકોમાં ભ્રાન્તિ પેદા થઇ છે, પણ તે લોકોએ સમજવું જોઇએ કે શબ્દ અને ક્રિયા એક હોવા છતાં પણ બન્નેમાં ભાવનાનો મહદ્ અંતર છે, અને એના એજ કામાભિવ્યંજક શબ્દો અને એની એજ આલિંગનાદિ ક્રિયાઓની પાછળ રહેલા ભાવમાત્રના ભેદથી ભિન્ન ભિન્ન રસની અભિવ્યક્તિ થાય છે, ફેર માત્ર ભાવનાનો છે, એ વાત ભુલવી જોઇએ નહિ.

'मनःकृतं कृतं राम न शारीरकृतं कृतम् ।
येनैवालिङ्ग्यते भार्या तेनैवालिङ्ग्यते स्वसा ॥'

આ શ્લોકગત ભગવાન વસિષ્ઠનો શ્રીરામ પ્રતિ ઉપદેશ ધ્યાનમાં રાખ્યાથી સર્વ શંકાનું સમાધાન થઇ જશે તાત્પર્ય એ છે કે ભેદ માત્ર મનનો માનેલો છે. શરીર સબંધમાં કાંઇજ અર્થ નથી એ તો જડ છે. જે હૃદય ભાર્યાને આલિંગન આપે છે તેજ હૃદય બ્હેનને પણ છાતી સરસી ચાંપે છે શરીરસબંધી આલિંગન ચુંબનાદિ ક્રિયા તેમજ તદ્દવાચક આલિંગન ચુંબનાદિ શબ્દ એકજ પ્રકારના હોવા છતાં ભાવનાના ફેરને લીધે અનુભવમાં ફેર પડી જાય છે. ભાર્યા પ્રતિ કામાકારવૃત્તિ અને બ્હેનના પ્રતિ વાત્સલ્યવૃત્તિ જોવામાં આવે છે, તેનું કારણ આના શિવાય અન્ય કઇજ નથી એ નિર્વિવાદ સિદ્ધ છે. નિરક્ષર સ્ત્રીઓ પણ મંદિરમાં ઠાકોરજીનાં દર્શન કરતી વખતે પ્રાણાધાર, પ્રાણવલ્લભ, હૃદયાધારાદિ જે શબ્દો વાપરે છે અને જે ભાવો દર્શાવે છે તે બધાએ સર્વાંશે લૌકિકશૃંગારરસમાં પણ જોવામાં આવે છે, છતાં તે નિરક્ષર સ્ત્રીઓના હૃદયમાં

કઈ વાસના હોય છે ? ભક્તિ ભક્તિ અને ભક્તિ ! શૃગારની વા લૌકિક કામવિકારની યત્કિંચિત પણ ગધ હોતી નથી. ફલિત એ થાય છે કે હૃદયની ભાવના અને વિશુદ્ધિ ઉપર બધો આધાર છે પામર કામીજનો ભગવલ્લીલાને કામરૂપે સમજે અને ભક્ત લોકો ભક્તિરૂપે સમજે એમા જરા પણ આશ્ચર્ય નથી આથી એક જ ગ્રન્થથી અધિકારીભેદ અનુસાર જુદા જુદા સસ્કારો ઉર ઉપર દૃઢીભૂત થાય એમા કઈ આશ્ચર્ય નથી માધ્યશાસ્ત્ર અને વેદાન્તશાસ્ત્રનો પણ આજ સિદ્ધાન્ત છે

'श्लिष्यति कामपि चुम्बति कामपि कामपि रमयति रामाम् ।
पश्यति सस्मितचारुतरामपरामनुगच्छति वामाम् ।
हरिरिह मुग्धवधूनिकरे विलासिनि विलसति केलिपरे ॥

स १ प्र प ८.

અહિં જેવો અધિકાર તેવો તેના હૃદયમા આવિર્ભાવ કામીને માત્ર આ પદ્યોથી કામ જ સ્ફુરશે અને ભક્તને ભક્તિ જ સ્ફુરશે આટલા જ માટે શ્રી જયદેવે પોતે જ ગાયુ છે કે—

श्रीजयदेवभणितमतिसुदरमोहनमधुरिपुरूपम् ।
हरिचरणस्मरणं प्रति संप्रति पुण्यवतामनुरूपम् ।
रासे हरिमिह विहितविलासं स्मरति मनो मम कृतपरिहासम् ॥

स २ प्र १ प ८

આ અતિ સુદર મનહરરૂપ પ્રભુ તણુ
શ્રીજયદેવે વર્ણ્યું ગાયુ રસાળ જે
ભાવિક જનને ભાવતુ ભોજન આ રૂડુ,
પાવનકર ચૈ ભગવદ્ધ્યાન કરાવજે
ઉર તરી આવે દૃગ્ હાવે અશ્રુમેઘડા'

—ભાષાન્તર. પા. ૧૩, પ- ૮.

'શ્રી જયદેવરચિત હરિકેર વર્ણન આ મનહારી
ભગવદ્દભાન કરાવે ભાવિક જનને પાવનકારી
આવે ઉર તરો અલી ! અહિં રાસે,
શ્રી કેશવકૃત ભાષાન્તર પા ૨૬ પદ ૮.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ કાવ્યનો અધિકારી 'કામીજન' નહિ પણ 'ભાવિક'જન છે આ દૃષ્ટિથી ચિત્તવૃત્તિમા કેટલો બધો ફેર પડી જશે તે સહૃદય વાચકોએ વિચારી જોવુ શિવાય એનાથી અનેક પ્રકારના દુષ્ટ અને કુત્સિત આક્ષેપોથી પેના કુતાકિકો મુક્ત થશે, અને એમના ચિત્તમા પણ જો સહૃદયતા હશે તો ભગવદ્ભક્તિ સ્ફુરશે અને પરિણામે ઉપરના પદમા કહ્યા પ્રમાણે ભગવદ્દભાન-ભગવત્સાક્ષાત્કાર પણ તે લોકોને થશે.

શ્રીસુબોધિનીકાર શ્રીમદ્દવલ્લભાચાર્યજીએ પણ રાસપંચાધ્યાયી ઉપર સ્વરચિત કારિકામા આ પ્રમાણે સમાધાન કર્યુ છે તે પણ જોવા વિચારવા જેવુ છે

"क्रिया सर्वापि सा एव अत्र पर कामो न विद्यते ।
तासा कामस्य सपूर्ति निष्कामेनैवेति ता तथा ।
कामेन पूरित काम ससार जनयेत् स्फुटम् ।
कामाभावेन् पूर्णस्तु निष्काम स्यान्नसगय ॥
अत न काऽपि मर्यादा भग्ना मोक्षफलाऽपि च ।
अत एतच्छ्रुतौ लोक निष्काम सर्वथा भवेत् ॥
भगवच्चरित सर्व यत निष्काम इर्यते ।
अत कामस्य न उद्बोधस्तत शुकवच स्फुटम् ॥

આનું ભાષાન્તર ભગવદ્‌ભક્ત સાક્ષરશ્રી મગનલાલ ગણપતરામ શાસ્ત્રી આ પ્રમાણે કરે છેઃ—

"અત્ર ક્રિયા સર્વ તેજ છે પરંતુ કામ વિદ્યમાન નથી. નિષ્કામ શ્રીકૃષ્ણે તેમનો કામ સંપૂર્ણ કર્યો માટે તે (વ્રજસીમંતિની) નિષ્કામ છે. કામવડે કામ પૂર્ણ થાય તો સંસારજનન જ સ્ફુટ થાય. નિષ્કામનાથી પૂર્ણ થયેલો કામ નિષ્કામ થાય એમાં સંશય નહિ. તેથી કાંઇ પણ મર્યાદા ભગ્ન થઇ નથી. મોક્ષફલ આપનારી તે લીલા પણ તેથીજ થઇ. માટેજ આ (રાસપંચાધ્યાયી) ના શ્રવણથી લોક સર્વથા નિષ્કામ થાય છે. ભગવદ્‌ચરિત્ર સર્વ નિષ્કામ જ કહેવાય છે એટલે કામનો ઉદ્‌બોધ થતો નથી માટે શુકવચન સ્ફુટ છે."

આ સંબંધમાં હજી પણ કોઇને શંકા રહે તો તેમને શ્રીધનપતિસૂરિકૃત ભાગવતના દશમસ્કંધગત રાસપંચાધ્યાયીની ગૂઢાર્થદીપિકા નામની વ્યાખ્યા જોવા વિચારવા ભલામણ છે. આ પુસ્તક કાશીમાં પ્રસિદ્ધ થતી ચૌખમ્બા સંસ્કૃત સીરીઝમાં મળશે.

(૪)

### અનુવાદચર્ચા.

ગીતગોવિંદનાં અત્યાર સુધીમાં ગુજરાતીમાં બે અનુવાદો થયા છે. આ ત્રીજો છે. આ ત્રણે પદ્યમાં છે. એક ગદ્યમાં પણ થયો છે. અનુવાદ ગમે તેટલો કાળજીપૂર્વક અને મૂળનો ભાવ સાચવીને કરવામાં આવ્યો હોય તોપણ મૂળની ખુબી તો તેમાં ન જ આવે એ કહેવાની અત્ર જરૂર નથી. અન્યત્ર અમે એ વાત સ્પષ્ટ કરી છે. મૂળ કાવ્યનો ચમત્કાર એના રમણીયાર્થપ્રતિપાદકશબ્દત્વમાં રહ્યો છે એ તો નિર્વિવાદ છે. રમણીય એટલે અહીં લોકોત્તર અથવા અલૌકિક એમ સમજવાનું છે. આ કાવ્યલક્ષણ પણ્ડિતરાજ જગન્નાથના રસગંગાધરમાંથી લીધેલું છે.

આ કાવ્યનો વિષય ભગવલ્લીલા છે એટલે મૂળ સંસ્કૃત વિષય તો અલૌકિક છે જ, અને તદભિવ્યંજક શબ્દરચના પણ સર્વાંશે સર્વથા તદનુકૂલ હોઇ પોષક છે આમ છે માટે જ અનુવાદનું કામ કઠિન થઇ પડે

એમ છે પ્રતિભાશાલી પ્રાસાદિક કવિઓની કૃતિનો ચમત્કાર ભાષાન્તર અથવા અનુવાદમા ન જ આવી શકે એમ અમારુ દૃઢ માનવુ છે શેક્સપીઅર, મિલ્ટન, શેલી, કીટસ, વર્ડ્ઝવર્થ, ટેનીસન, બ્રાઉનિંગ, આદિ પાશ્ચાત્ય કવિઓની કૃતિઓમા પણ આજ ન્યાય સર્વાંશે પ્રાપ્ત થાય છે. એમના સ્વાભાવિક અને હૃદયંગમ પદ્યોમા એક માત્રાનો વા પદનો ફેરફાર કરવામા આવે તો મૂળનો ચમત્કાર નષ્ટ થવા સભવ છે, કારણ 'यत्पर शब्द स शब्दार्थ " એ ન્યાયે શબ્દાર્થનો સબધ નિત્ય છે એટલે અર્થ વા ભાવના પ્રતિપાદનાર્થે જે શબ્દ તત્પર વા નિસર્ગસિદ્ધ હોય તે શબ્દને સ્થાને મૂળ અર્થના ભાવવાચક તત્પર્યાય મૂકવામા આવે તો શબ્દચમત્કૃતિ તેમ જ અર્થચમત્કૃતિ ઉભય જતી રહે એ સ્વાભાવિક છે રસભગ થાય તે તો વળી જૂદુ જ મૂળનો અર્થ અને ભાવ વખતે સચવાય, પણ તદભિવ્યજક તત્પર ઉચિત શબ્દના અભાવે ચમત્કૃતિ તો ન જ રહે એ નિસશય છે. ગદ્ય અને પદ્યમા અહીંજ મોટો ભેદ પડે છે ગદ્યનો અનુવાદ કરવો સહેલો પડે છે, જો કે તે પણ કાર્લાઇલ, એમર્સન જેવાઓનો સહેલો નથી તોપણ પદ્યનો તો અતિવિકટ થઇ પડે એમ છે આમા અનેક કારણો છે મૂળનો પ્રસગ, તદનુકૂળ ભાવના તન્નિષ્પાદ્ય રસપ્રકટનાર્થે હૃદયમાથી સ્વય વહેતો શબ્દપ્રવાહ તદનુકૂળ વૃત્ત વા સગીત આ અને એવાજ બીજા કાવ્યના માર્મિક અગોનો ચમત્કાર ભાષાન્તર અથવા અનુવાદમા ન જ આવે એ સ્વાભાવિક છે ગદ્યમા આટલી બધી કડાકૂટ હોતી નથી, તેથી ગદ્યનુ ભાષાન્તર વા અનુવાદ સહેલો પડે છે શિવાય ગદ્યમા અર્થનુ પ્રાધાન્ય હોય છે ત્યારે પદ્યમા રસનુ પ્રાધાન્ય હોય છે અટલો જ ભેદ જો વિચારપૂર્વક લક્ષમા લેવાય તો ઉપર કરેલી ચર્ચાનો મર્મ ઝટ ધ્યાનમા આવી જશે પાશ્ચાત્ય કવિઓમા બાયરને 'She walks in beauty' થી આરભાતા કાવ્યના નીચે આપેલા ખડમા નાયિકાનુ જે હૃદયંગમ અને માર્મિક વર્ણન કર્યુ છે તે અગમ્બર કવિતાકામિનીને લાગુ પડે છે

'One shade the more, one ray the less
Had half impair'd the nameless grace
Which waves in every raven tress
Or softly lightens o'er her face,
Where thoughts serenely sweet express
How pure, how dear their dwelling place'

BYRON

આ રસિક, સુન્દર, અને પ્રાસાદિક ચમત્કૃતિમય કાવ્યમા કાવ્યનુ એકે એક માર્મિક અગ પ્રતીત થાય છે શબ્દ, અર્થ, ભાવ, રસઅલંકારાદિ સર્વ સામગ્રીથી પરિપુષ્ટ આ કાવ્ય છે એમ સર્વ કોઈ સહૃદયને પ્રતીત થયા વિના ભાગ્યે જ રહેશે આ કાવ્યનો અનુવાદ જો પરભાષામા વિજયી નિવડે, તો ગીતગોવિન્દનો અનુવાદ સફળ થાય ! આ વાત કેટલે અંશે યથાર્થ છે એ વિચારવાનુ સુજ્ઞ વાચનાર ઉપર જ મૂકવામા આવે છે

પ્રસ્તુત અનુવાદ સ્નેહી ભાઈશ્રી નટવરલાલ રણછોડદાસ જરીવાલા, બી એ એમણે બને તેટલી રસિક, મર્મગ્રાહી, કોમળ, અને સરળ ભાષામા કરવા જે યત્ન કર્યો છે તે અનુવાદની દ્રષ્ટિથી અવલોકતા ઘણો અંશે સફળ થયો છે એમ કહેવાને જરા પણ બાધ નથી વૃત્તો તો સમસ્ત જ રાખ્યા છે એટલે સહજ ગાઈ શકાય એમ છે, પણ મૂળ અષ્ટપદીઓના અનુવાદમા જે પરિચિત ચાલો યોજી છે તે સર્વ પ્રસિદ્ધ છે તેથી સહેલાઈથી ગાઈ શકાય એમ છે કેટલીક ગુજરાતમા ગવાતી ગરબીઓની ચાલો છે અને કેટલીક નાટકી ચાલો છે આથી કરીને ગુજરાતીમા ગાવા જેવો એક સુંદર ગ્રંથ તૈયાર થયો છે એ બહુ આનંદની વાત છે આમાની કેટલીક ગરબીઓ તો કૃષ્ણજન્મના પ્રસંગે ગરબાઓમા ગુર્જર કંઠે ગવાય એવી છે દયારામભાઈની ગરબીઓને સ્થાને આજકાલના કેટલાક તુચ્છ

અને નીરસ ગરબાઓ ગવાય છે તેને બદલે આનો પ્રચાર ગુજરાતમાં થાય તો અહોભાગ્ય!

કેટલેક સ્થળે અનુવાદકારે 'શ્રવજો' અને એના જેવા બીજા પ્રયોગો કર્યા છે તે બદલવા ભલામણ છે. અપરિચિત અને શ્રુતિકટુ શબ્દો વાપરવાથી કાંઇક વૈરસ્ય આવી જાય છે અને ગાવામાં તો બિલકુલ પ્રતિબંધક થઇ પડે છે એ વાત ભાષાન્તરકાર વા અનુવાદકારે અવશ્ય લક્ષમાં રાખવી જોઇએ. લઘુતાવાચક ( Diminutive ) શબ્દ જેમ બને તેમ ગેય કાવ્યમાં વધારે આવે તેમ ઠીક, પણ તે સરળ, રસિક, પ્રસિદ્ધ, મર્મભેદી, અને હૃદયંગમ હોવા જોઇએ. હાલના કેટલાક કવિઓમાં ખપના લેખકો ગમે તે શબ્દ ઉપરથી ગમે તેવા લઘુતાવાચક શબ્દ બનાવી પ્રયોગો કરે છે, પણ તેથી ફળ કંઈ થતું નથી ઉલટુ વૈરસ્ય ફલિત થાય છે. આવા અપ્રસિદ્ધ શ્રુતિકટુ, અને વિરસ પ્રયોગો જેટલા ઓછા થાય તેટલા ઠીક. અનુવાદ કેટલે અંશે સફળ થયો છે તેને માટે વિશેષ લખવાની જરૂર નથી. એમાંથી

"ઉર તરી આવે હરિ હાવે અલબેલડા"–

આ પદ્યથી શરૂ થતી ગરબી ગાઇ જોવાથી અનુવાદકારની રસિકતાની કિંમત સારી રીતે અંકાઈ જશે. ચાલ પણ "ઓધવજી સંદેશો કહેજો શ્યામને" એ પ્રસિદ્ધ ગરબીની છે, એટલે ગમે તે ગુર્જર સ્ત્રીપુરૂષ તે ગાઇ શકશે.

'અધર સુધા શી સુધા શી મોહક મીઠડી,
વાતા'તા મોહન વા બંસી મધુર જો.
અણીયાળી આંખલડી તાને નાચતી,
લચકે શેખર ઝુમે ચંદ્રક ભા'લ જો'!.. ઉર તરી આવે.

આ પદ્યને કોણ દરેક રીતે સુંદર નહિ કહે ? સમસ્ત અનુવાદનો ઘણો ખરો ભાગ આવી જ મધુર, સુકોમળ, હૃદયંગમ શૈલીથી લખાયો છે, એ સહૃદય અને રસિક વાંચનાર સહજ જોઈ શકશે. રા બા. સાક્ષર

શ્રીયુત કેશવ હર્ષદ ધ્રુવનું ભાષાન્તર ઘણાં વર્ષથી વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે. કવિ દામોદર કાનજીનું પણ પ્રકટ થઇ ચૂક્યું છે. આ ત્રણે સાથે વાંચ્યાથી તારતમ્ય સહજ અને સ્પષ્ટ જણાઈ આવશે. ત્રણેની તુલના થઇ શકે એમ છે પણ તે કરવાનું અમને ઠીક નથી લાગતું. 'Comparisons are odious.' અનુભવી સહૃદય રસિક વાંચનાર ઉપર જ તે રાખવામાં આવે છે ઉપર કોઇ કોઇ સ્થળે બંને અનુવાદો નમુનારૂપે આપ્યા છે તે ઉપરથી તારતમ્ય સમજાઇ જશે; તોપણ એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે સાક્ષર શ્રી ધ્રુવનું ભાષાન્તર જે દૃષ્ટિથી લખાયું છે તેના કરતાં આની દૃષ્ટિ જુદી છે. શિવાય એમાં એમણે મૂળ અષ્ટપદીના જ રાગ કાયમ રાખ્યા છે. અને ભાઇશ્રી નટવરલાલે મૂળનું રહસ્ય સાચવીને ગરબીઓની અને નાટકોની ચાલો મુકી છે: આથી સાક્ષરશ્રી ધ્રુવનો અનુવાદ વિદ્વદ્ભોગ્ય થયો છે અને આ વિદ્વદ્ભોગ્ય ઉપરાંત રસિકપ્રિય અને લોકભોગ્ય થવા સંભવ છે.

આ સ્પૃહણીય પ્રયાસ માટે અને ગુર્જર કાવ્યસાહિત્યમાં આ કાવ્યથી એક સારો ઉમેરો થયો છે તેને માટે સ્નેહી ભાઈશ્રી નટવરલાલને અનેક ધન્યવાદ ઘટે છે. આવાં જ બીજાં રસિક કાવ્યોના અનુવાદ એ ભાઈ ગુજરાતીમાં કરશે તો અમારી ખાત્રી છે કે તે સર્વથા વિજયી નીવડશે અને લોકપ્રિય થશે. इति शम् ।

વડોદરા,
તા. ૧૦-૧-૨૭ } હીરાલાલ વ્રજભૂખણદાસ સરાફ.

ॐ

॥ श्रीकृष्णाय नमः ॥

# પ્રસ્તાવના.

કિન્દુબિલ્વનિવાસી મહાકવિ શ્રીજયદેવકૃત ગીતગોવિન્દથી સસ્કૃત ભાષાવિનાસી જનોમા કોણ અજ્ઞાત હશે? સસ્કૃતભાષાવિદ્ રસજ્ઞ રસિક જનો તો એનુ પ્રેમરસપાન કરતા આવ્યા છે ને કરે છે, તેમા આશ્ચર્ય નથી પણ તેથીએ વધુ પાન તો ભારતીય રસિક જનો તેના અનુવાદ દ્વારા કરે છે. ગુજરાતી, મરાઠી, હિંદી, બગાળી વિગેરે દેશીય ભાષામા તેમજ વિદેશીય ભાષામા થયેના તેના અનેકાનેક અનુવાદોથી આ વાત સિદ્ધ થાય છે ગુજરાતીમા પણ તેના બેચાર અનુવાદો થયા છે. જેમાના કેટલાક ગદ્યમા છે, અને કેટલાક પદ્યમા છે, તોપણ એ સર્વમા ગ બ કેશવલાલ હર્ષદરાય ધ્રુવકૃત અનુવાદ સારો અને ઉત્તમ ગણાય છે તેઓશ્રી જણાવે છે તેમ તેમનો અનુવાદ અક્ષરશ નથી પણ છાયાબદ્ધ છે, અને તેની ભાષા જો કે કિલષ્ટ નથી તોપણ કઠિન તો છેજ મૂળ ગીતગોવિંદના તેમણે ગોઠવેલા રાગોથી, સગીતમાર્ગ ગુજરાતીમા અતિ અવનત દશામા આવી પડેલો હોવાથી સગીતથી અપરિચિત જનોને તેનો અને તે સાથે તત્વનભી અર્થના મધુર મીલન-ગુજનનો રસાસ્વાદ તે યથેષ્ટ આપી શકતો નથી, એટલે તેમનાથી કંઇક વધુ અક્ષરશ[1] સરળ[2] અને સાદી શૈલીયુક્ત ને ગુજરાતને પરિચિત ચાલોમા તેના અનેકાનેક

૧ "પેલી ગોળ કુમારિકા શ્વેત તેજ થકી ભરી" એટલે દરજ્જે અક્ષરશ કરવાનો લોભ મ્હે નથી રાખ્યો! ગુજરાતીમા મૂળ ભાવના કેમ દીપે, એ વિચારે પ્રત્યેક સ્થળે કઇક છૂટ પણ લીધી છે

૨ "સરળ" નો અર્થ પ્રકરણવશાત્ જે થવો જોઇએ તેવો મ્હે કર્યો છે "સારી ચોપડીઓ રોળાય" એને સરળ કહેવાનો તો કોઇક જ પ્રયત્ન કરશે!

અનુવાદની ગુજરાતને જરૂર છે અને તેથી તેવો એક અનુવાદ તૈયાર કરી ગુજરાતને ચરણે ધરવાનું આ સાહસ ધૃષ્ટતા તો નહિજ લેખાય.

પક્ષિઓનું પ્રાભાતિક સંગીત, નાનાવિધ વાદ્યોનું સ્વરપ્રધાન સંગીત, માનવકંઠમાંથી વિનિર્યાત "નનાનાના"-અક્ષર-પરંપરા-ભર અક્ષર-શબ્દ-સ્વ-મિશ્રિત સંગીત, જોડકણાંનાં અર્થભર સંગીત, માત્ર અક્ષર-સંવાદી યમકભર યતિભંગ-પુરઃસર સંગીત, સ્વર-અક્ષર-સંવાદી યમકભર યતિભંગપુરઃસર સંગીત. સ્વર-અક્ષર-સંવાદી તાલબદ્ધ અયતિભંગપુરઃસર ક્લિષ્ટ ને કઠોર રચનાત્મક સંગીત, સ્વરઅક્ષર-સંવાદી તાલબદ્ધ અયતિભંગપુરઃસર રમણીય ને મધુર શબ્દ-રચનાભર પણ ભાવાનુચિત રાગબદ્ધ ને અર્થહીન સંગીત, સ્વરઅક્ષર-સંવાદી તાલબદ્ધ અયતિભંગપુરઃસર રમણીય ને મધુર શબ્દ રચનાત્મક ભાવોચિત રાગબદ્ધ પણ ક્લિષ્ટાર્થાન્વિત સંગીત, અને સ્વર અક્ષર-સંવાદી તાલબદ્ધ અયતિભંગપુરઃસર રમણીય ને મધુર શબ્દ-પરંપરાભર ભાવોચિત રાગબદ્ધ રમણીય અર્થભર ને ચમત્કૃતિભર સંગીત,—એમ એવા અવલોકને કાવ્યના કાવ્યત્વની ઉત્તરોત્તર વૃદ્ધિના વિકાસનું, અને તેની અંતિમ ઉત્તમતાનું પિછાન શું નથી થતું ? રસવિદોએ દર્શાવેલાં કાવ્યત્વનાં પણ સૂત્રોમાં ઉપર્યુક્ત શ્રેણીનો વિકાસ સ્હેજે હૃદયગોચર શું નથી થતો? જો તેવી સૂક્ષ્મ દૃષ્ટિએ ગીતગોવિન્દકાર મહાકવિ શ્રીજયદેવનાજ " વાચઃ પલ્લવયન્તુ. "-( સર્ગ ૧. ૪ )-શ્લોકનું ઉપર્યુક્ત દૃષ્ટિએ અવલોકન કરીયે તો નિર્દિષ્ટ કથન સ્હેજે સમજાય તેમ છે. મહાકવિ શ્રીજયદેવનું ગીતગોવિન્દ એટલે સ્વર-અક્ષરનો સંપૂર્ણ સંવાદ, મધુર કોમળ ને કાન્ત પદાવલિનું દર્પણ, ભાવ અર્થ ને સંગીતનું અદ્વૈત, ટુંકમાં પ્રભુની દિવ્ય પ્રસાદી. મહાકવિ શ્રીજયદેવના ગીત-ગોવિન્દની મહત્તા ને અપૂર્વતા પણ આમાં જઃ અને હમારા સમજવા પ્રમાણે દેશ-વિદેશ ગવાતી તેમની અમર-કીર્તિનું બીજ તે પણ આમાં જ. આવા ઉત્તમોત્તમ મહાકાવ્યનું ભાષાંતર કરવાનો પ્રયત્ન એટલે સાગરમાં ડૂબતા માનવીનો તરણાની મદદે તરી સાગર-બહાર નિકળવાનો વ્યર્થ

અથવા સમાસ-રચના-પ્રધાન સંસ્કૃતભાષાનું ગૌરવ પણ કંઇક વધુ અંશે સમાસરચનાથી હેંજે નિષ્પન્ન થઇ સિદ્ધ થતા સ્વર-અક્ષરના સંવાદમાં છે અને તેમાં ગેયતત્વની સાથે ભાવ, અર્થ, અને ભક્તિનું ચમત્કૃતિભર મધુર મીલન થાય એટલે પુછવું જ શું?–તેની દિવ્યતા કેટલી? ગુજરાતી ભાષા સંસ્કૃત ભાષાની માફક સમાસપ્રધાન છે જ નહિ અને તેથી તેમાં સંસ્કૃતની માફક સ્વર-અક્ષરના સંવાદનું માધુર્ય બહુધા આવી શકતું જ નથી અને તેજ લાવવાની માત્ર એકજ દૃષ્ટિએ જે આ મહાગ્રંથના ભાષાંતર કરવા પ્રયત્ને, તેના જનના તે ભાષાંતર ક્લિષ્ટ, કઠિન અને કૃત્રિમ થાય, એ સ્વાભાવિક છે અને સંગીતના જ્ઞાનના અભાવે અને ગાતા પણ ન આવડતા જ્યારે માત્રા-મેળથી માત્ર નોટેશનપદ્ધતિને અનુસરી તેના કાવ્ય કરવા જાય, ત્યારે તેવા જનની તેવી કૃતિઓ સવિશેષ તેમ થાય એમાં પણ કંઇ નવાઈ પામવા જેવું નથી જ ગુજરાતી ભાષાંતરોને કોરણે મૂકતા પણ જે સંસ્કૃત ભાષામાં આવી સ્વર-અક્ષરના સંવાદની ચમત્કૃતિભર માધુરી વરસે છે તેજ ભાષાના નીચેના એ જ વિષય પરના ગેયતત્વવાળા બે કાવ્ય સરખાવતા ઉપરનું કથન હેંજે સમજાશે

कथमपि मधुमथन मया सह मनोभवकोटिरुचिरम् ।
रमय शामरसमप्यारस नय रसिक सुचिरम् ॥ ध्रुवपदम् ।
चाटुकृतावविचतुर मृदुतरमतिमन्दहासभाषितया ।
शिथिलीकृतमदवसन कुसुमितशयन निवेशितया ॥ कथमपि० ॥ २ ॥
श्रीमत्प्रभुचरणकृत शृङ्गाररसमण्डनम् ।
(प्राकट्यसंवत् १५७२)

सखि हे केशिमथनमुदारं रमय मया सह
मदनमनोरथभावितया सविकारम् ॥ ध्रुवम् ॥
प्रथमसमागमलज्जितया पटुचाटुशतैरनुकूलम् ।
मृदुमधुरस्मितभाषितया शिथिलीकृतजघनदुकूलम् ॥ सखि० ॥
कविश्रीजयदेवकृतगीतगोविन्द सर्ग ३, प्र २.

મહાકવિ શ્રીજયદેવ તો ભગવાન શ્રી કૃષ્ણના લાડીલા ભક્ત હતા, અને તેમનામાં આ સર્વ તત્ત્વોનું મધુર મીલન સહજ હતું–સંદર્ભશુદ્ધિ તેમનામાં જ હતી. હવે તેવા પ્રભુમગ્ન મહાકવિના 'In profuse strains of unpremeditated art'–ની ગહેનિગતા કાવ્ય–ઝરણાનું ઉદ્યાનસ્થાપિત જલપ્રવાહરૂપ ભાષાન્તર કરવાની ધૃષ્ટતા કરવી એટલે વન્ધ્ય પ્રયત્ન! એના મર્મોનું તો ભાષાન્તર થઈ શકે જ નહિ, છતાં એમાં બે તત્ત્વોને પ્રધાન પદ આપી તેની દૃષ્ટિયે તેમની માફક તેવા કાવ્યનું ભાષાન્તર કરવાનો પ્રયત્ન કરવો અને તે પણ દેશીય ભાષામાં–એટલે એજ કે નાનાવિધ ઉણપોના સમુદ્રસ્થાનનું દર્શન કરાવવું તે છતાં તેવી એમજ બે દૃષ્ટિથી થયેલું રા. બ. કેશવલાલભાઈનું ભાષાન્તર ઉત્તમ ગણાયું છે, તેમના તે પ્રયત્નની સાર્થકતા ને સફળતા સ્વીકાર્ય છે, તો તે પરત્વે અમને જરાય વાંધો નથી પણ સાથે સાથે એટલું તો લખવું પડે છે જ કે આ તે સર્વ સત્ત્વ–સમ્પૂર્ણ ઉત્તમોત્તમ મૂળ ગીતગોવિન્દને ક્યાં એ સત્ત્વના એમાં બે રાગ–અંગોમાં વિનમ્રતું ગુજરાતી ભાષાન્તર? તુલના સંભવે પણ ક્યાંથી? વળી મમ્મટે અને જગન્નાથે જે કાવ્યમાં ઉદ્ભવહેતુઓ ગણાવ્યા છે, તે તો આજનાં કોનામાં છે? છે જ નહિ અને તે પોતાનામાં હોવાનું કલ્પી લઈ તેની ચર્ચામાં ઉતરવું, એ પણ એક પ્રકારની મૂર્ખતા જ છે. કેમકે તે માર્ગે થએલા અનુવાદોની તુલના મૂળ કૃતિ સાથે સંભવતી જ નથી મૂળ કૃતિ જ ઉત્તમોત્તમ છે. હવે આ મ્હારૂં ભાષાન્તર! મ્હેં પણ તે તે કાવ્યતત્ત્વના તે તે તત્ત્વોના કટક લોભપૂર્વક વા ત્યાગપૂર્વક જે જે દૃષ્ટિએ આ ભાષાન્તર કર્યું છે, તેમાં તે તે તત્ત્વોની જેટલી ઉણપ, તેટલી આમાં નિશ્ચય ખામી. મ્હારો તો પ્રયત્ન અર્થ ને ભાવનું જ મધુર મીલન ગેયતત્ત્વની સાથે સાધી, પ્રસ્તુત કાવ્યની સરળતા સાધી કવિનું ગાયું પુન ગુજ–રાતીમાં ગાવામાં હતો અને તે ગાયું એમાં કેટલી સફળતા સધાઈ છે તે તો તત્ત્વજ્ઞ રસવિદો જ સમજી દર્શાવે ત્યારે! તત્પરત્વે મ્હારે કહેવાનું હોય જ નહિ. ભોજ્યના ભોક્તા તેના ઉત્પાદક નથી હોતા.

મહાકવિ પ્રેમાનંદે પણ તેમના પૂર્વગામી કવિઓમાંથી કંઇક કંઇક ઉતારા લીધા છે, કેટલેક સ્થળે ભાવની તેમજ અર્થની સમાનતા સાધી છે, અને કેટલેક સ્થળે તેમની રચનાનું પણ અનુકરણ કર્યું છે. સાહિત્યને પથે આ તો થતું આવ્યું છે, અને થાય છે. 'बाणोच्छिष्ट जगत् सर्वम्' ॥–એ સૂત્રના કથનની સાર્થકતાથી કોણ અજ્ઞાત હશે ! એજ પથે રા. બ. કેશવલાલભાઇના ભાષાંતરનો મ્હેં છુટથી ઉપયોગ કર્યો છે. તેમાંથી કેટલીક પંક્તિના ઉતારા પણ કીધા છે, કેટલાકમાં ભાવની તેમજ અર્થની સમાનતા શોધી છે, અને કેટલેક સ્થળે તેમની રચનાનું અનુકરણ પણ કર્યું છે. આ સત્યને સ્વીકારતાં એટલું પણ સાથે સાથે સ્પષ્ટ લખવું ઘટે છે કે તેમ કર્યા શિવાય મ્હારો છુટકો પણ ન હતો ! પૂર્વ વસ્તુ એકજ હોવાને કારણે, સંસ્કૃતરચના અમુક પ્રકારની જ હોવાને કારણે વા તેમનો તત્રસ્થ અનુવાદ અતિશ્રેષ્ટ હોવાને કારણે છતાંય આ પંથથી દૂર–સુદૂર રહેવાની ઇચ્છાનું પ્રાબલ્ય સ્થળે સ્થળે સુજ્ઞને થાય તેમ છે. પાત્રોની ભાષાની નૈસર્ગિક રમણીયતા પરત્વે તો એટલું જ કે મ્હેં અત્રે કંઇક નાટકીય ભાષાનું અનુકરણ કરવાની ધૃષ્ટતા કરી છે. રા. બ. કેશવલાલભાઇના ભાષાંતરની ઉક્ત પ્રકારે મ્હેં જે મદદ લીધી છે, તેને માટે તેમની ઘટિત ક્ષમા માગું છું. સાગરની સાગરતા તો સર્વજ્ઞાત છેજ !

સવિશેષ લક્ષ તો મ્હેં સંસ્કૃત ગીતગોવિંદને ગુજરાતી ભાષાંતરની મદદથી વાંચનાર મહાવિદ્યાલયસ્થ અભ્યાસીઓની સુગમતા વધારવામાં રાખ્યું છે. મૂળ સંસ્કૃતની રચના બહુધા કાયમ રાખી તેનો અનુવાદ અત્રે કર્યો છે; કેટલેક સ્થળે તેની સુગમતા અને સરળતા વધારવાને અને પસંદ કરેલી અન્ય ચાલોમાં રહી જતી ચરણ–પંક્તિને પૂરવાને કેટલુંક વિવરણાત્મક તો કેટલુંક રસ–પુષ્ટયાત્મક ઉમેરણ પણ કર્યું છે. મૂળના છંદ–વૃત્ત એક બે અપવાદ શિવાય કાયમ રાખ્યા છે: અને પ્રબંધોમાં પણ સ્થલોચિત અને ભાવોચિત ચાલ મૂકી છે. ગરબી, રાગ, રાહ, ચાલ—વિગેરે શબ્દોના સૂક્ષ્મ ભેદમાં

ન ઉતરતાં પ્રચલિત શબ્દ 'રાગ'ને જ પ્રાધાન્ય આપ્યું છે; રૂઢ પ્રયોગ હોવા છતાં પણ કેટલાક વાંધાખોરોમે એ ફાવતો નહિ આવે. છેલ્લા બે સર્ગના પ્રબંધોમાં મૂળ ગ્રંથકર્તાની ભાવનાને કંઇક વધુ ખીલવવાને અર્થે અનુવાદને શબ્દશઃ રાખવાના લોભનો વધારે સ્પષ્ટતાં લાવવાના લોભને અંગે ત્યાગ કરી તે પ્રબંધોનો અનુવાદ કંઇક સ્વતંત્ર રીતે છૂટથી કર્યો છે. 'ચલાવત હે'–જેવા હીંદી પ્રયોગ પણ ગેયત્વની ઉત્કૃષ્ટતા વધારવાને કીધા છેઃ ગ. બ. કેશવલાલભાઇએ પણ ' ડારે '. જેવા પ્રયોગો ક્યાં નથી કીધા ? કેટલેક સ્થળે નવા પણ શબ્દ–પ્રયોગ કીધા છે, તેમજ ગ. બ. કેશવલાલભાઇને પગલે પગલે ' ભયાન ' જેવા અરૂઢ (?) શબ્દ પણ વાપર્યા છે.

મૂળના રાગોના ત્યાગપૂર્વક જે નવી ચાલોમાં મ્હેં પ્રબંધનો અનુવાદ કર્યો છે, તેમાં વધારે છૂટ મળવાને લીધે જ પ્રબંધોમાં સવિશેષ સરળતા આવી છે અને તે સાથે વૃત્ત–છંદમાં પણ જે સરળતા આવી છે તે પણ સુજ્ઞજનના હૃદયમાં સ્હેજે સમજાય તેમ છે. મૂળના અષ્ટ-પદીના રાગ યથાર્થ ગાતાં ન આવડે ત્યાં સુધી તેવા રાગબદ્ધ તેની કૃતિઓમાં સરળતા ન જ આવે, અને એથી વધુ માત્ર માત્રામેળની નોટેશન–પદ્ધતિને અનુસરી તેમ કરવા જતાં તેમાં ક્લિષ્ટતા, કૃત્રિમતા ને કઠિનતા આવે એ પણ સ્વાભાવિક છે. વિશેષતઃ મૂળની પદ્યરચનાનું સૌંદર્ય ગુજરાતીમાં ક્યાંથી આવે ? અને સંસ્કૃતના જેવા સમાસ ગુજરાતીમાં શોભે પણ ખરા કે ? અને તેથીજ મકારણ મ્હેં મૂળના પદ્ય–બંધનો ત્યાગ કર્યો છે. છન્દરચનામાં હ્રસ્વ દીર્ઘ સ્વરો માટે મ્હે છૂટ તો લીધી છે, અને તેમ કોણ નથી લીધી ? બંધન જ્યાં હોય ત્યાં કરવું શું ? ગુજરાતીમાં તેવા શબ્દો લાવવા ક્યાંથી ? ભક્તકવિવર્ય

શ્રી દયારામભાઇએ પણ હીંદી-અ-ગુજરાતી-પ્રયોગ કરી કઇક વધુ સૌદર્યની જમાવટ ગુજગતીમા કરી છે, તેથી રસની ક્ષતિ થવાને બદલે તેમા વર્ધન થયુ છે, અને તેજ પ્રમાણે મ્હે પણ કર્યુ છે. નના પ્રયોગ પણ મ્હે કીધા છે, નામ ઉપરથી ક્રીયાપદ બનાવવા અને ક્રીયાપદ ઉપરથી નામ બનાવવા-એ કંઇ દૂષણરૂપ છેજ નહિ 'Poetic license' તે એમા જ. ખરે, નવી કલ્પનાઓનુ અત્રે ઉમેરણ કર્યું છે, અને તત્પરત્વે તો 'Poets have every license" એટલુજ કહેવુ ઘટે છે અને તેટલાજ માટે અમે આને 'અનુવાદ' કહીએ છે 'વ નાસ' શબ્દ બરાબર છે; સંદિગ્ધાર્થ જેવુ કઈ છે જ નહિ! વળી દ્વિરૂક્તિ એ કાવ્યમા કઈ દૂષણરૂપ નથી ગણાતી, પણ એથી વિરૂદ્ધ ભૂષણરૂપ થઇ પડે છે, અને એ તો માત્ર કવિહૃદય સારી રીતે સમજી શકે છે અસ્પષ્ટાર્થતા અમે પણ કેમ નહિ સમજ્યા હોય? અને જ્યા જરૂર જણાઇ હશે ત્યા ટીકામા સ્પષ્ટતા કેમ નહિ કરી હોય?

મૂળ ગ્રથમા ગેયતત્ત્વની રમણીયતા વધારનાર જે શબ્દ-રવનું ગુજન છે, તેવા તે ગુજનની ઉણપ ભાષાતરમા સરળતા લાવવાના અતિશય પ્રયત્નને કારણે કઇક વિશેષ છે, છતાય યથાશક્તિ તે લાવવા પ્રયત્ન કીધો છે ભાષા છેક સહેલી પણ નથી તેમ છેક કઠિન પણ નથી જે શિષ્ટ વર્ગને માટે આ અનુવાદ તૈયાર કરાયો છે તેમને તો આ અનુવાદ અતિ સરળ અને સ્હેલો જ લાગશે. * અભ્યાસીની અનુકૂળતા વધારવાને માથે સસ્કૃત મૂળ પણ આપ્યુ છે, કેટલેક સ્થળે શ્લોકના અને પ્રબધના ચરણના ક્રમ બદલ્યા છે, અને જેમ બદલ્યા તેમ તેના ફેરફાર-પૂર્ણ સસ્કૃત મૂળ બનતા સુધી છાપ્યુ છે ચિત્રો સબધી મ્હારે શું લખવાનુ હોય? સ્થાનોચિત ને ભાવોચિત ચિત્ર

મૂકવા પ્રયત્ન કર્યો છે. મૂળ-ગ્રંથકર્તાના અષ્ટપદીનું તત્ત્વ પણ કાયમ રાખવા પ્રયત્ન કર્યો છે. પ્રબંધના ધ્રુવ-પદનું પ્રથમ ભાષાંતર કરી ચરણનો-આંતરાનો અનુવાદ ક્રમશઃ પાછળથી મૂક્યો છે.

અનુવાદમાં, 'શું' અને 'સુ' ના ઉપયોગ સંબંધે વાંચકને કંઇક વૈચિત્ર્ય જણાય તેમ છે; અને તેવું વૈચિત્ર્ય આવવાનું કારણ પ્રચલિત રૂઢિ વિરુદ્ધ તેનો ખાસ કારણે કરેલ ઉપયોગ છે. શો, શી, શું, શાં, શા - એ પ્રશ્નાર્થમાં વપરાય છે, ને તેના પ્રયોગ રૂઢ તેવાજ કર્યા છે. 'સુ' નો અર્થ માં, પરત્વે, સંબંધે -એમ સાતમીના અર્થમાં તેમજ સમ, સદશ-ના અર્થમાં પણ થાય છે. પ્રણાલિ 'સુ'-ને સ્વીકારતી નથી, પણ ઉભયમાં - ત્રણેય માં 'શુ' નો જ ઉપયોગ બહુધા કરે છે. પ્રશ્નાર્થ, સપ્તમ્યર્થ અને સદશાર્થનો ભેદ જાળવવા સાભિપ્રાય ને સકારણ 'શો, શી'-આદિ પ્રશ્નાર્થમાં, પ્રત્યય તરીકે 'સુ' સપ્તમ્યર્થમાં, અને એક અલગ શબ્દ તરીકે 'સુ' સદશાર્થમાં વાપર્યા છે. મૂળ સંસ્કૃતમાં સપ્તમીનો પ્રત્યય 'સુ' છે, અને તે કેટલાક સંજોગોમાં ષુ થાય છે —શુ તો થતો જ નથી, અને તે પણ શબ્દની સાથે જ પ્રત્યય તરીકે બોલાય છે ને લખાય છે. તદ્કારણે તેવાજ પ્રયોગે સુ કાયમ રાખ્યો છે. સદશ, સમ આદિ શબ્દ સંસ્કૃતમાં પણ જુદા જ શબ્દ તરીકે લખાય છે—તો તે રીતિએ ગુજરાતીમાં પણ 'સુ' નો પ્રયોગ અલગ રાખ્યો છે. આણને કાં ગ્રહણ ન કરવું ?

હવે કંઇક આ કાવ્યની લૌકિકતા વા અલૌકિકતાના પરત્વે પણ ભખવું ઘટે છે. કેટલાક જન તેને લૌકિક તો કેટલાક અલૌકિક વસ્તુ-પ્રાધી કહે છે. સામાન્ય લૌકિક દૃષ્ટિએ આવાં શૃંગારમય કાવ્ય

લૌકિક દેખાય, તેમાં કંઇ વિસ્મય પામવા જેવું નથી, સ્વાભાવિક છે. તેવા મતવાદીઓને તો તેમના લૌકિક આવરણને અંગે પ્રેમની પરિભાષાવર્તી શબ્દોનું ભગવદર્થકત્વ અને ભગવાનના સર્વત્ર હોવાથી સર્વાર્થકત્વ ન જણાય, અને તેને અંગે તેવા જનોના મગજમાં શબ્દોની દુષ્ટતા સ્ફુરે, પરમ નિર્દોષ પરિભાષામાં સ્વહૃદય–માલિન્યને અંગે રસાભાસની – કામની સુંગ આવે, રાધાકૃષ્ણના પ્રેમગાનમાં શ્રીકૃષ્ણ ભગવાનની પામરતા ને પશુતા દેખાય. છેક ઉપનિષદ્‌ના સમયથી ભારતવર્ષમાં ' પ્રભુ કેવલ પ્રેમસ્વરૂપ જ છે '–એવી ભાવના ઉદ્‌ભવ થઈ પ્રચલિત થયેલી છે.

आत्मरतिः आत्मक्रीडः आत्ममिथुन. स स्वराट् भवति, सर्वेषु लोकेषु कामाचारो भवति ॥ છાંદોગ્ય. અને सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ॥ –તૈતિરેય– એ સૂક્તોથી ભગવત્સંનિમગ્ન ભક્તની ઉત્તમોત્તમ દશા દર્શાી છે, વિવિધ–રમ–ભોગ–ચતુર આનંદમય પ્રભુની સાથે રમણ કરતા ભક્તોની સર્વ પ્રકારની કામોપભોગતા દર્શાી છે. બ્રહ્મના સદંશ અને ચિદંશ કરતાં પણ કેવલ આનંદાંશપર અવલબીને જ અખિલ પ્રેમ–માર્ગ ઉપનિષદ્‌માંથી પ્રવર્ત્યો છે. ઉપનિષદ્‌માં જે પરમતત્ત્વને રસરૂપ કહ્યું છે, અને જેની પ્રાપ્તિથી નિરવધિ નિરૂપધિ આનંદની પ્રાપ્તિ થાય છે તે પરમતત્ત્વ રસરૂપ સ્યામ વિષ્ણુ પૂર્ણાવતાર ભગવાન શ્રીકૃષ્ણ જ છે. તેમની પ્રાપ્તિમાં જ પરમાનંદ અને સકલ મનોરથની પૂર્તિ છે. શ્રીમદ્‌ભાગવતમાં પણ શ્રીકૃષ્ણને શૃંગારરસના અધિષ્ટાતા વિષ્ણુ રસાવિષ્ટ તરીકે વર્ણવ્યા છે, ગોપીજનોને પણ

મસારના સર્વ વિષયોનો ત્યાગ કરીને એમને શરણે ગયેલી વર્ણી છે, અને સર્વ પ્રપચના ત્યાગપૂર્વક પ્રભુને શરણે જવાથી થયેલ નિરૂપધિ નિરવધિ આનદની તેમની પ્રાપ્તિ વર્ણવી છે કામસૂત્રના અધ્યયનનુ પણ સાફલ્ય સાર્થકતા ત્યારે જ થઇ લેખાય છે કે જ્યારે તેનો વિનિયોગ લોકમા નહિ થતા પ્રેમપુંજરૂપ રસેશ પ્રભુમા થાય બગાળાના ગૌડસપ્રદાયના રૂપગોસ્વામીએ અલકારશાસ્ત્રને કૃતાર્થ કરવાને જ તજ્જ્ઞાન પ્રતિપાદક ઉજ્જ્વલનીલમણિ—નામક અલકાર-ગ્રથ શ્રીકૃષ્ણમા વિનિયોજ્યો. ગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણ તે માત્ર દેહધારી નાકિક શરીરી જીવ નહિ પણ ગોપીજનોના હૃદયમા સ્થિત અને અતર્-બહાર નિરતર અનુભવાતા પ્રેમભાવપુજની મૂર્તિ છે લૌકિક આનદ જેમ પરમાનદનો માત્ર આભાસ છે, તેમ લૌકિક કામ લૌકિક શગાર પણ અત્રે તેના સત્યરૂપે નથી પણ તેનો આભાસ છે અમુક રાગનુ યથાર્થ ગાન થતા જેમ તે રાગનુ સ્વરૂપ ખડુ થાય છે, તેમ પરમ પ્રેમરૂપ આનદમય શૃગારરસના અધિષ્ઠાતાનો સાક્ષાત્કાર પણ ગીતગોવિદાદિ ગ્રથોના પરમ ફલરૂપે તન્નિષ્ઠાવાન્ તેમજ તદ્રસાભિજ્ઞ જનોને જ થાય છે. આભાસમય લૌકિક કામ અને શૃગારમા મુગ્ધ ન થતા, તેની મોહ-મુગ્ધતાથી દુખી ન થતા—તેવી મુગ્ધતાને ને તેવા દુખને દૂર કરનાર રસાત્મક શ્રીરાધાકૃષ્ણની લીલામા લીન થવાથી સર્વથા લૌકિક કામની શૃગારની નિવૃત્તિ થાય છે, અને પરમ-રસ સુખ ને આનદની પ્રાપ્તિ થાય છે આવા રસજ્ઞ જનોને માટે જ આવા કાવ્ય છે, અને અન્ય જનોને પણ આવા કાવ્ય ઉનતિપથે પ્રેરનારા છે પ્રભુ પ્રેમ જોડવાની શક્તિ વિનાના લોકોએ તો નારદજીની માફક પ્રભુના માત્ર યશોગાન કરવા, વા દાક્ષિણાત્યોની માફક વિરોબા-રુક્માઇની

શીતલ ભકિત કરવી. ટુંકમાં આ તેમજ આવાં અન્ય કાવ્યો તેવા રસવિદ્ જનોને લૌકિક દેખાતાં નથી-તેમને તો તેમાં પદે પદે અલૌકિકતા જ દર્શન દે છે.

કાવ્યમાં પણ શ્રીકૃષ્ણ ભગવાનની અલૌકિકતાનાં જ અને ભક્તનું કલ્યાણ કરવાની દીવ્ય ભાવનાનાં જ દર્શન થાય છે. સ્મૃતિ–પથે આવરણ ન આવતું હોય તો ગીતગોવિંદનું ઉત્પત્તિ–સ્થાન પણ રાધાને પોતાની અનન્ય-પ્રેમ–પાત્રતાના સબબે ચઢી ગયેલા મદના મર્દનમાં છે, શ્રીકૃષ્ણ ભગવાનની ભકતવત્સલતામાં જ છે.

આ અનુવાદ માટે મુરબ્બી શિષ્ટજનોના આવેલા અભિપ્રાયોમાંથી થોડાક અત્રે આપ્યા છે. કેટલાક અભિપ્રાયમાં આ પુસ્તકની રા. બા. કેશવલાલભાઇના ભાષાંતર સાથે સારી વા નરસી તુલના કરવામાં આવી છે. એ મારું મહદ્‌ભાગ્ય સમજું છું; કારણ તુલના સંભવે પણ કયાંથી ? છતાં તેમના તુલના કરવાના પ્રયત્નમાં હું મ્હારા અનુવાદની સાર્થકતા સમજું છું, તેમાં પણ કંઇક માન સમજું છું, અને તે માટે તેવા તેવા જનોનો અત્રે આભાર માનું છું.

વાર્ધકયના ઉમરે પહોંચેલા ને આધિ વ્યાધિ ને ઉપાધિની અસહ્ય પીડમાં પણ શિષ્યવત્સલતાની અચલ ભાવનાને અંગે પ્રેમભર ને સહૃદય હૃદયે સાક્ષરવર્ય શ્રીયુત 'હીરાલાલ-વ્રજભૂખણદાસ સરાફ, વિદ્યાભૂષણ, પ્રિન્સિ-પલ–શ્રી સયાજી હાઇસ્કુલ એમણે ઉપોદ્દ્ઘાત લખવાની મ્હારી પત્રસ્થ વિનતિને અનુમોદી વિષયપ્રવેશ લખી આપ્યો, એ ઉપકારનો બદલો શિષ્યઋણ પણ ચૂકવી ન શકનાર હું કેવી રીતે વાળી શકું ! તોય તેવે પથે નિરપેક્ષ ને નિર્મોહ તે મહાશયી પુરૂષનો કંઇક ધૃષ્ટતાપૂર્વક અત્રે

રતિ રેલે રતિ-રમણી-સંગે, નટવર નૃત્ય નચાવે;
વિરહ-વિધુર વિરહીજન-કંઠે અસુ લાવી અટવાવેઃ
સંગી-જન મન સુદકારી. ખીલી૦ ૧

લલિત લવંગ-લતા મલયાનિલ સેવી મૃદુ અતિ વાયે;
ગુંજે મધુકર, કુંજે કોયલ, કુંજ-કુટિર ગજાવેઃ
મંગલ-ગીત મંગલકારી. ખીલી૦ ૨

મદનમોંણું કંઇ કંઇ આશાભર પથિક-વધૂ ટટળાવે;
બકુલ-પુષ્પ પર ભ્રમર જૂથેજૂથ ભમંતા હીંચી હિંચાવેઃ
સુખી થાઃ સ્મર-ઝૂલે ઝુલાવી. ખીલી૦ ૩

પટુ પરિમલ મૃગમદનો સાહી મ્હેકે કુપળ તમાલે;
મદન તણા નખ શુ બની કિંશુક હૃદય તરૂણજન દારેઃ
સખિ ! છાંડ શરમ ઉર લાવી. ખીલી૦ ૪

મદનરાજના કનક-દંડ શુ કેસર-કુસુમ વિકાસે;
શિલીમુખે ય છવાયાં પાટલ સ્મર-ભાથા શુ વિલાસેઃ
મદન-માર મહા પીડ કારી. ખીલી૦ ૫

જગ નિર્લજ્જ નિહાળી હસતાં કરૂણ તરૂણ મન ભાવે;
વિરહી વીધંતાં કુન્ત-અગ્ર શુ કેતક દશ દિશ ફાલે·
શ્રીકૃષ્ણ-શરણ સુખદાયી. ખીલી૦ ૬

માધવિકા નવમાલતિ મ્હેકે, મ્હેક મધુર મન મોહે;
મુનિ-જન-મન પણ જોઇ મુઝાતાં થનગન થનગન નાચેઃ
લીલા પ્રભુએ હડકાવી. ખીલી૦ ૭

પુલક શુ મુકુલ ઘટાય રસાળે, ખીલી અતિમુક્તક ભેટયે;
વૃંદાવન પાવન, યમુના-જળ પાવન જ્યાં ત્યાં રેલેઃ
જૈ ભેટ નવલ વનમાલી. ખીલી૦ ૮

સરસ વસંતનું વન-વર્ણન આ મદન-વિકારે મ્હેકયું;
સાર ગ્રરે હરિ-ચરણ-સ્મૃતિ બસ, શ્રીજયદેવે ગાયું-
લગની ઉર પ્રણુ લગાવી. ખીલી૦ ૯

( માલિની. )

જરી તરી ખીલી મલ્લી પુષ્પ-રેણુ ઉડાવી,
પ્રકટ શું પટવાસે કાનને લ્હે લગાવી,
જીવન શુ વિતનુના ખેલતો વાયુ જો તું
વિરહી-ઉર દહે આ કેતકી-ગંધ-બંધુ. ૨

( શાર્દૂલવિક્રીડિત. )

"ભક્ષે અંક વસંત સર્પજ સદા."-ફુલેશે શું હિમાચળે
હિમ-સ્નાન ચહી તજી મલય આ જોને! અનિલો વહે;
ને મ્હેકંત રસાળ-મોર નિરખી હર્ષે ખીલી કોકીલા
જો ! ટૌકેય "કુહૂ કુહૂ કુહૂ"-કરી મુકતસ્વરે મીઠડાં. ૩

( શાર્દૂલવિક્રીડિત, )

મ્હોરંતાં મધુ આમ્ર, લુબ્ધ અલિ જે હિંચાવી દે અંકુરે-
ત્યાં જે કોયલ ઝૂલી પંચમ સૂરે સ્હારે કૂજી કર્ણને;
રૂડા દિન વસંત આ કયમ કરી કાઢે પથિકો ઘડી
સાધી પ્રેમ-સમાધિ, પ્રિય મળી લે ધ્યાને, રસે ઉલ્લસી. ૪

( વંશસ્થવિલ. )

સભાવ ભેટયે જ અનેક નારીને,હરિ-ઉરેજાગીવિલાસ-લાલસા;
સુરારિહ્રસ્થ બતાવી રાધિકા સખીય તે વ્હાલની વેણુ કે જ આ ૫

## પ્રબંધ બીજો.

(રાગઃ અષ્ટ ચોકા ત્રિતાલ:[1] )

જો ! સખિ ! રાધે ! શ્રી હરિ રમતા યુવતિ–જન–મન રંજે રે;
મુગ્ધ વધૂ ભેળી મળી આજે રતિ–કેલિ ઉર અંખે રે.
જો ! સખિ ! રાધે !. ધ્રુવ.

નીલાંગે મલયાગર મ્હેકે, પીતાંબર કટિ સોહે રે;
ખેલે મુદભર મલકતે મુખડે, ઝૂલે મણિ–કુંડલ ગંડે રે.
જો ! સખિ ! રાધે !૦ ૧

પીનસ્તની ભાવે કો ગોપી કુચ ભીડી હરિને ભેટે રે;
પંચમ–રાગે ખેંચી પંચમ, હરિ-સૂર સૂર મિલાવે રે.
જો ! સખિ ! રાધે !૦ ૨

હાવભાવસુ ફરકત નયનો નાચે, કામ જગાવે રે;
એકી ટસે કો ચકોરી હરિ–મુખ–પાન કરંતી નિહાળે રે.
જો ! સખિ ! રાધે !૦ ૩

કોક અધીરી નિતંબવતી જઇ કાનસુ કંઇ કંઇ કહેવે રે;
પુલકિત થયું પ્રિય–કપોલ સુરીતે ચુંબી લીએ, મન મોદે રે.
જો ! સખિ ! રાધે !૦ ૪

કેલિ–કલાના કોડે :કોકે સુદર કુંજસુ રમતા રે;
ખેંચી દુકુલ કર, ક્હાન કૃષ્ણને યમુના–તીર લઇ સાધ્યા રે
જો ! સખિ ! રાધે !૦ ૫

તાલસુ તાલી, કંકણ ઝૂમી ઝમકે બંશી બજે ત્યમ રાસે રે;
નૃત્યસાથી કો નૃત્ય-શૂરી જો ! કીર્તી ક્હાન કનૈયે રે.
જો ! સખિ ! રાધે !૦ ૬

---

૧."શાણા સુઘડ સદ્દગુણી બની બેની,સાસરે સુખીયાં થાજો રે."–એ રાગમાં.

એક ભેટે હરિ; ચુંબે બીજી; એક રમાડે રામા રે;
મલકતી મોહિની અન્ય નિહાળે; જઇ પકડે કો વામા રે.
જો ! સખિ ! રાધે !૦ ૭

અદ્ભૂત આ વૃંદાવન-લીલા લલિત યશાળી ગાઇ રે;
શ્રીજયદેવે શ્રીપતિ કેરી શુભકર થાવ તે સૌની રે.
જો ! સખિ ! રાધે !૦ ૮

(શાર્દૂલવિક્રીડિત.)

રંજી વિશ્વ, અખિલ તોષી ઉર સૌ આનંદ રેલાવતઃ
ફુળાં શ્યામ સરોજ શાં ઉજવતા અંગે અનંગોત્સવ;
ચોપાસે ચતુરા પ્રતિ-અવયવે સ્વચ્છંદ ભેટી, રમે;-
રે ! આ અંગી અનંગ શુ મધુરતે બેની ! હરિ જો ! ક્રીડે. ૬

(શાર્દૂલવિક્રીડિત.)

નર્તી ભ્રૂ-લતિકા,સ્રવી સ્મિત-સુધા,-ભાવોર્મિ ઉછાળતી,
કેશે વ્યસ્ત ફગંત બાહુમૂલથી દર્શી સ્તનો,-ભાવતી,
ગોપી ગૌર નિહાળી, વિહ્વળ બની, મૂર્તિ મીઠી મુગ્ધ તે
ચિન્તે ચિંતવતા રસેશ્વર રસે રૂડી રતિ દો ઉરે. ૭

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे 'सामोददामोदरो' नाम प्रथमः सर्गः।



## સરળ

# ગીત ગોવિંદ.

### સર્ગ બીજો.

વસ્તુ—ગોપીઓના વૃંદમાં ખેલતા હૃદયેશ્વર શ્રીકૃષ્ણજીને દેખતાં જ ખિન્ન–હૃદય રાધિકાજી અસૂયાથી આગ્યાં ત્યાંથી ચાલી નીકળી યમુનાને તીર એક નિર્જન લતાકુંજમાં આવી પહોંચે છે. પૂર્વના પ્રેમના પ્રસંગ તેમની સ્મૃતિને જગાડી ત્યાં હીચે છે, હૃદય તેમનું ઉભરાય છે; અને પરિણામે દીન–હૃદયે દીન વચને સખીને કહે છે કેઃ-"બ્હેન, સાંભરે છે કે તને—શરદમાં તો અહીંજ રાસની રમઝટ જામી હતી. પ્રણય–કોપથી અહીંજ હું રીસાઇ હતી, અને અહીંજ પેલા કદંબવૃક્ષની તળે પ્રભુએ મ્હને કંઇ કંઇ પ્રિયશતે મનાવી હતી. બ્હેન, આજે તો તે મ્હારી ગણનાય નથી કરતા, મ્હને છાંડી બીજીના સંગમાં ક્રીડે છે. છતાંય કોણ જાણે શાથી ?—મ્હારું મન તો એ મનમોહનમાં જ રમ્યા કરે છે. અરે, આજ કુંજમાં અમે પ્રથમ મળ્યાં હતાં. રે, અત્રેજ અમે સ્નેહ–દાન દીધાં–લીધાં હતાં. બ્હેન, તે વખતના પ્રસંગ આજ આંખ આગળ ખડા થાય છે, અને તે જોઇ હૃદય ખળભળે છે—ચિરાય છે. બ્હેની, બ્હેન પર જરા ય વ્હાલ હોય તો હવે વિલંબ ના કર. મેળવી આપ મ્હને એ મ્હારો નયન–સલુણો મનમોહન માધવ. સખિ ! ઘડી ઉપર જ રહેં કયાં નહોતું જોયું ? મ્હને તે સમયે ત્યાં દેખતાં જ વ્હાલમાના હાથમાંથી બંસી કેવી સરી પડી હતી, મુખારવિંદ પર પ્રસ્વેદનાં બિંદુ કેવાં રેલાયાં હતાં ? રે, કેવી ચકિત દૃષ્ટિથી મ્હને તે નિરખતા હતા, મ્હને દેખતાં જ તેમનું મ્હોં કેવું મલક્યું હતું ? અને પેલી પેલી એ આહેરડીનાં હૃદય મ્હને આવી દેખી કેવાં ચિરાઇ જતાં હતાં ? કેવી તે કાતરીયાં નાંખતી હતી, ચોબીલી બની હતી ! અરે રે,

એ બધું ય ખરૂં ! પણ તેથી શું ? અત્યારે તો આ મલયાચલના મંદ શીતળા પવન એમના વિણ અગ્નિની જેમ મ્હને બાળી મૂકે છે.– બ્હેન, બ્હેન !'સુખી કર મ્હને મેળવી આપી સત્વર મારી માથ મ્હારો એ કામણગારો કહાન."

( હરિણી. )

સમ–ઉર હરિ રંગે–જંગે રમંત નિહાળીં હા !
હુંપદ ટળીયું; ઇર્ષ્યા–ક્લિષ્ટા તજી વન રાધિકા–
ભ્રમર ભમતા ગુંજે–ગાજી લતા–કુંજમાં લપી
ચૂપ ચુપ કહે બ્હીલી–ઢીલી હવાં સખીને સખી. ૧

## પ્રબંધ પહેલો.

( * રાગ ગરબી. )

ઉર તરી આવે હરિ હાવે અલબેલડા;
શું સખિ ! કહું–ચાહે છે મન હરિ–રાસ જો.
અહીંજ રમ્યા'તા રાસ રસિક એ છેલડા
હસતા રમતા કરતા કૈંક વિલાસ જો. ઉર૦ ધ્રુવ.
અધરસ્ત્રવી સુધા શી મોહક મીઠડી
વાતા'તા મોહન હ્યાં બંશી મધુર જો;
અણીયાળીં આંખડલી તાને નાચતી,
લચકે શેખર, ઝૂમે ચંદ્રક ભાલ જો. ઉર૦ ૧
મોર–મુકુટ મુરલિધર મોહન મોહતા,
ચારૂ ચંદ્રકે ચિત્ત સખિ ! ચોરાય જો;
મેઘધનુષે ઘટ્ટ સુરંગ્યા મેઘ શું
શ્યામ શરીર ઘનશ્યામ સખિ ! સોહાયજો. ઉર૦ ૨

* "ઓધવજી સંદેશો કહેજો શ્યામને"–એ રાગમાં ગાઇ શકાય છે.

મકરાકૃત મણિમય કુંડળ મન મોહતાં
　કહાન કનૈયા કેરે કાન સુહાય જો;
મણિભૂષણ ઉર પદ કર સોહંતાં રૂડાં
　તેજે તેના વન ઘન તિમિર હણાય જો. ઉર૦ ૩

જળધર-છાયા ચંદ્ર લજાવી, નિંદતું
　ચંદન-તિલક સજ્યું હરિ-ભાલ સુહાય જો;
સાગર-ઉર પીતાંબર પાછળ ઝૂમતા
　દેવ દૈત્ય મુનિ માનવ સાધે શ્રેય જો. ઉર૦ ૪

વદન નિતંબિની ચૂમી ચૂમી રસ-ઘેલડા
　રસ-તરસ્યા ફરી ફરી કરતા રસ-પાન જો;
અધીર અધર મધુરા મોહનના મોહતા
　મલપંતા મોહન શોભે કૈં દિવ્ય જો. ઉર૦ ૫

પુલકિત ભુજ વિશાળે ભામિની ભીડી
　પીડે પ્રૌઢ પયોધરઃ રંગે ન રે'મ જો!
આલિંગન ઘન લેતાં ભૂધર ભાવસે
　દયાસાગરે નિર્દયતા ઉલટે ચ જો. ઉર૦ ૬

ધવલ કદંબ તળે અહીં સખિ! મળતા પ્રભુ
　લળી લળી કેલિકલહ શમવી મનવેય જો;
મોહન મન મુજ મુગ્ધ સુમુગ્ધ કરી દીએ,
　નેહ-સહણે નેને, ઉર ભાવે ચ જો. ઉર૦ ૭

આ અતિ સુંદર મનહર રૂપ પ્રભુ તણું
　શ્રીજયદેવે વર્ણ્યું ગાયું રસાળ જો;
સાત્વિક જનને ભાવતું ભોજન આ રૂડું
　પાવનકર થૈ ભગવદ્-ભાન કરાવજો. ઉર૦ ૮

( હરિણી. )

ભ્રમથી પણ ના રોપે; તોયે તજે કુથલી દૂરે
લલિત લગની લાગી; જાગી 'ગુણોની ધૂની, ધવે;
તલપી તલખી રીઝી બીજે મૂકી હરિ હું રમે-
મન રમીં રહ્યું તોયે મોહે : કરું સખિ ! શું કહે ? . ૨

## પ્રબંધ બીજો.

( * રાગઃ પીલુ તાલ-લાવણી, માત્રા ૮)
રસસાગર રે દિલદરિયાવ પ્રીતમ એ હરિ સુજસુ મીલવ તું હાવે!
ઉર ઉછળે રે મદન-મનોરથ જાગે; રતિ-ચેષ્ટા કામ જગાવે. ધ્રુ૦
ઘન કુંજે રે છુપી છુપી લેતી'તી ચોપાસ ચકિત હું નેને,
તવ નિરખી રે શ્યામાસુ ગુપ્ત છુપેલે ઘનશ્યામ એ નવલકિશોરે-

( ઝૂલ. )

રતિ ઉલટી, અનંગે ઉછળ્યા રે, સખિ ! ભાવસુ ભૂધર ઉલટયા રે
એકી ટસે નિહાળી હસંતા રે-
એની ! શું કહું રે આવી ઉભા મુજ પાસે. સખી૦ ૧
પહેલું મીલન રે હું શરમાઈ સખિ ! ગઈ, કૈં નવ બોલી, નવ હાલી;
મીઠાં વેણે રે પ્રિયશઠ કંઈ કંઈ મનવી, લજ્જા મુજ હૃદય તલાવી;

( ઝૂલ. )

સખિ ! મોહને મનવી હું માની રે; મુખ મલક્યું રસે થૈ રાતી રે;
મીઠી મધુર વચન-સુધા પાઈ રે-
ઉર-અંબર રે આકર્ષ્યું ઉર-સ્વામે. સખી૦ ૨
સખિ ! સેજે રે કોમળ કમલે સજાઈ, શ્યામે હું-શ્યામા સુહાવી;
ઉર ઉરસુ રે ભીડી-ભીડાવી મુરારિ, કંઈ કાળ ઉર-ધર્મી ઘટાવી.

---

* "ગિરધારી રે વાલમ વાત વિચારો"-એ રાગમાં ગાઇ શકાય છે.

(ઝૂલ.)

સુધા અધર પીતા ત્યમ પાતારે, પરિરંભન ભુજ ભીડી ભજતારે,
સખિ ! મુને રસાવી રમંતારે–
 રસ પાતા રે રસધર રસખસ રાગે. સખિ૦ ૩

બેની! અલસે રે દૃગ ઉરાતી જતી, ને મમ નયન ઘડીય મીંચાયે;
રતિશ્રમથી રે અંગ સકલ પરસ્વેદે ભીંજી જાય રસિક–રંગત એ.

( ઝૂલ )

સખિ! શ્રમિત હું નાથ નિહાળે રે, પ્રિય-કપોલ જ પુલકિત થાયે રે,
તેની શોભા કથી નવ જાયે રે–
 રસોલ્લાસે રે ચપળ ચતુર રસ મ્હાલે. સખિ૦ ૪

શુણીશુણિને રે બેની! મુજ કિલકારી, મદકલ કોકિલ કલરવ શી;
સખિ! રમતારે રતિ વિસ્તરી હરિ રંગી, કામકળા લગાર ન લેખી.

( ઝૂલ. )

સરી લટ ફુલ-ફગર ગરંતી રે, સંગ્રહી સંભ્રમથી ભ્રમંતી રે,
અંબોડલે સુદૃઢ સાહી રે–
 સખિ ! રંગેરે રસિક રસે ફરી ચૂમે. સખિ૦ ૫

રણુંરણુતી રે કટિ–રશના મમ ત્રૂટે, પણુ નાથ નમેરા ન છૂટે,
ઘન જઘને રે ને સ્તન નખ બેસાડે, સ્મર-જયના લેખ ઘટાવે.

( ઝૂલ. )

રતિ–જંગે ચરણુ ઝુમંતા રે, મણિ–નૂપુર મધુર રણુઝણુતાં રે,
ત્યમ ધૂમ મદે ય મચવતારે–
 શ્યામસુંદર રે કોડ પૂરંત ઉમંગે. સખિ૦ ૬

રસમધુપાને રે રતિસુખ–સમયે યેને, મુજ મન ઘેરાતું ઘેરે;
મયન સલુણા રે કમલ સુલોચન દાખે, રસભીણું હણતાં હેરેઃ

( ઝૂલ. )

સખિ ! મન્મથ મુદિત થાયે રે, નિહાળી પ્રભુની કલા એ રે,
રસ-સાગર ત્યાં ઉલટાયેરે-
શાર્ણી સહીયર રે એ રસલીલા રસાવે. સખિ૦ ૭
શ્રીધરની રે શ્રીજયદેવે ગાઈ આ સુરત-ક્રીડા સદભાવે-
વરણેલી રે વિરહ-વ્હીલી વ્હાલોએ રસતરસી રસિક રાધાએ;

( ઝૂલ. )

આ સુરત-ક્રીડા સદભાવે રે, રૂડી વર્ણી અનેરા ભાવે રે,
ગાય શીખે સાંભળે સ્નેહેરે-
રસમગ્ન કરે, સુખ સંપદ સૌ સાધે. સખિ૦ ૮

( શાર્દૂલવિક્રીડિત )

ભાળતાં જ મ્હને, સરી ભૂમિ પડી બંશી વ્હીલે શ્યામળે
ફેંકી એકજ દૃષ્ટિ-બાણ છણકી ભામા વિખેરી, અને
પાણી પાણી થતાં લજી સ્મિત-સુધા વર્ષી મોંઠે મુખડે
તે ગોવિંદ જ આ નિહાળું, હરખું-આ ગોપી વીંટી વળે. ૩

( શિખરિણી. )

સખિ ! શીળી લહેરે વન-પવન અગ્નિ સમ દહે !
મદી મોદે સ્હારે અલિ અલિનીં કણી કલકલે !
રસાળે આ સાલે સ્ફુરી મુકુલ મ્હેકે વિણ હરિ !
અશોકે હા ! રકતે ટીંસી દ્રગ દળે આ શિખરિણી ! ૪

( શાર્દૂલવિક્રીડિત. )

રાધાના મુખપદ્મના મધુપ; ને હર્ષોદધિ નંદના
ગોપીના ઉર-સાગરે અર્મીનિધિ સુલભ્ય ને સુખદા;
સૃષ્ટિના રૂપણે અચ્છિ મુકુટના; હા ! કાળ ફેવ્યાદના,
નાશે કંસસુ ધૂમકેતુ : તમ સૌ શ્રીકૃષ્ણ રક્ષો સદા: ૫

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे 'अक्लेशकेशवो' नाम द्वितीयः सर्गः ।

## સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ ત્રીજો.

વસ્તુ—આ તરફ રાધિકા—હૃદય ભગવાન શ્રીકૃષ્ણ પણ રાધિકાને જ ઝંખતા તે તે સર્વ ગોપ-લલનાઓને ઘડીમાં ત્યાગી ત્યાંથી નીકળી પડે છે, પોતાની હૃદયેશ્વરીને પથમાં કુંજે કુંજે શોધેછે, છતાય પત્તો નથી લાગતો, ભાળ નથી મળતી! લાચાર બની થાક્યા-પાક્યા કાલિંદીને કાંઠડે કોક લતાકુંજમાં તે પ્રવેશ્યા, અને ત્યાં રાસેશ્વરી પ્રિયતમાને સભારતા સભારતા વિહ્વળ ચિત્તે તેને અતિ શોચવા લાગ્યા.

( અનુષ્ટુભ્ )

રાધા શી પ્રેમ-બેડીમાં બદ્ધ મુરારિ ચ વિચર્યા,<br>
"રાધા, રાધા" – રટતે ઉર, તજી ગરવી ચ ગોપીકા. ૧

( વંશસ્થવિલ. )

અહીં તહીં શોધ્યાં પ્રિયા વને વને–<br>
વિધુર-ઉરે, સ્મર-બાણ-ઘાયલે :<br>
"તજી જ મ્હેં હા"–ભૂલ સોસતા વ્હાલા<br>
જઈ યમુનાતટ કુંજમાં ઢળ્યા. ૨

## પ્રબંધ પહેલો:

( રાગ: ભૈરવી: તાલ ત્રિતાલ: માત્રા ૧૬.[1] )

હરિ ! હા ! ગઈ, એ ગઇ હા ! દારા–
હત–આદર ગરવી રીસી બાળા. ધ્રુવ.

વ્રજ–યુવતીમાં મુજને નિહાળી રમંત રસે એ ગૈંસાઇ;
ચાલી ગઇ, નવ મ્હેં પણ વારી, ભય ને દોપે મુઆઇઃ
ગઈ, લાગી મદન તણી જ્વાળા. હરિ૦ ૧

કરતી હશે શું ? વદતી હશે શું ? વિરહે મમ દીર્ઘ પ્રચૂર;
મમ આ ધન, જન, જીવન, ભવન પણ એ વિણ હાવાં ધૂળઃ
સુખ સ્વર્ગ તણાં પણ રે ! ખારાં. હરિ૦ ૨

હૃદય–જડી મૂર્તિ એ નિશદિન આ હું નિહાળું, રમાડું;
કયાં છે એ ? કયમ રડવું વૃથા હ્યાં ? શું જઇ વનવન શોધું ?
વહે નયન પ્રિયે ! અશ્રુ–ધારા. હરિ૦ ૩

આવજાવ કરે કાં મમ આગળ ? કાં સખિ, એ તરસાવે ?
પ્રથમ શું સહસા કાં નવ આવી પરિરંભન નવ આપે ?
પ્રિય ! તું, મુજ તું જીવન–ધારા. હરિ૦ ૪

જાણું છું રે ! તું ઈર્ષ્યાભર ઉર છણકાઈ ગઈ છું;
હું નવ જાણું –કયાં તું ગઈ ! કયાં શી વિધ આવી મનાવું ?
કહે કહે ઉર કાં દહતી દારા. હરિ૦ ૫

રીશે ચઢયાં આ વક્ર ભવાં, ને આ રમતું મુખ રાતું;
ના ના; ભુલ્યો : ભ્રમ : આ પદ્મજ ભ્રમરે ભમંત છવાયું :
વાગે ઝણકાર સખિ ! ત્હારા. હરિ૦ ૬

---

1. " હરે કયાં જાઉં જીવન મ્હારા. "–એ રાગમાં ગાઈ શકાય છે.

રે! પ્રિય! હદ થઇ! માન કૃપા કર; નહિ કરૂં કદી ફરી આવું;
હઠીલી! હઠ મૂક: દે દર્શન તું: મન્મથ–મારે રીબાઉં: –
હઠ છોડી હેવાં ઉર લે બાળા. હરિ૦ ૭

રસ–સાગર શા કિન્દુબિલ્વમાં ચંદ્ર શુ જન્મી, નામી–
શ્રીજયદેવે પ્રભુપર વિરહ આ દુર્વહ હરિ–પીડ ગાઈ:
હરિ–રસ હરિપીડ કથી પાતા. હરિ૦ ૮

( હરિણી. )

કુવલય જ આ કંઠે વીટયાં, હલાહલ તે નથી;
ઉર કમળની માળા છે આ, ફણી નથી વાસુકિ;
સુખડ–રસ આ ત્રેહે અંગે, વિભૂતિ નથી નથી;
"હર" નથી જ "હું" મારે કાં રે! અનંગ! ચૂકી ચૂકી. ૩

( શાર્દૂલવિક્રીડિત. )

હસ્તે મા ધર આમ્ર–મોર: શર એ ચાપે ય મા અર્પ ત્યાં!
ધાવે ઘાયલ શું શૂરત્વ? જગ ત્હેં જીત્યું જ છે કીડતાં!
તાતા નેત્રશરે ય તે હરિણીના વિંધ્યું, ઘવાયું જ હા! –
અદ્યાપિ મનડું મનોજ! મુજ આ ના સ્વસ્થ થાયે જરા. ૪

( વસંતતિલકા. )

હા! એ કટાક્ષ–શર, એ ભ્રૂ–ધનુષ, ને એ
જ્યા–કર્ણપાલી, – મદને દીધ શે પ્રિયાને?
શું શક્તિ જંગમ લહી સ્વજયે, સ્મરે ય
રે! જીતવિશ્વ જીતવે જગ દીધ અસ્ત્ર? ૫

( શાર્દૂલવિક્રીડિત. )

ભૂકી મોહની ધારતો અધર એ શુદ્ધિ ભલે સંહરે !
　　ભ્રૂ–ચાપે ચઢીયાં કટાક્ષ–શર એ વીંધે ભલે હૈંને !
કાળી નાગણ જેવી ને કુટિલ એ વેણી ભલે જીવ લે !
　　કિંતુ તર્પો ય આ સુવૃત સ્તન શે હું–જીવ લેવા મથે ? ૬

( શાર્દૂલવિક્રીડિત. )

સ્પર્શે શાંતિ સરોમ તે, તરલ ને સ્નેહાળ દૃષ્ટિ ય તે;
　　મુખામ્બુજ સુવાસ તે, ઉમળકી મૂકિત સુધાખાણ તે,
માધુરી અધરે ય તે–મન, છતે લોગે થમો વ્હાલીમાં
　　માધીકે'છ સમાધિ.તો વિરહનો વ્યાધિ વધે હાય ! કાં ? ૭

(શાર્દૂલવિક્રીડિત.)

રાસે રેલી રતિ રમા કૂમઝુમે, ને વાય બંશી હરિ,
　　ત્યાં રાસેશ્વર ભેટી જે ઉર ભીડી ગગાધ રાસેશ્વરી :
“હો ! ત્હારે ય મુખે સુધા” – સુણવવા સ્તુતિ મિષે દે ઉંચીઃ
　　રે ! ચૂમીઃ મલક્યા અનેરૂં રસીયાઃ રક્ષો સદા તે હરિ. ૮

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे ' मुग्धमधुसूदनो'—नाम तृतीयः सर्गः ।



સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ ચોથો.

વસ્તુ.—શ્રીકૃષ્ણજી ત્યાં વંજુલ-કુંજમાં રાધિકાને જ ઝંખતા બેઠા છે; તેવામાં એક સખી ઉતાવળી ઉતાવળી ત્યાં પ્રવેશે છે, ને પ્રભુને કહે છે કે.—"કૃપાનાથ, યમુનાને તીર એક લતાકુંજમાં સ્વામિની આપને જ માટે ઝરતાં પડ્યાં છે. કારમા કામજ્વરથી પીડિત છે. કેવળ બેહાલ બન્યાં છે. રસેશ ! ચાલો, અવિલંબે ત્યાં પધારો, એનો હાથ ઝાલો, અને રસ અર્પી એ રાસેશ્વરીને ઉગારો. વિલંબ ઘડીનો ય નકામો છે. અરે, આંબાને મ્હોરતા દેખી મ્હારી સખી વિરહના વેગે જરૂર પ્રાણ તજશે. માટે ચાલો, સત્વર ત્યાં પધારો."

( અનુષ્ટુભ. )

યમુના–તીર પર વંજુ–કુંજે વ્યાકુળ વિરહે
વ્હીલતા વનમાળીને રાધા–સખી જૈ વિનવે. **૧**

### પ્રબંધ પહેલો.

( રાગ: ગૌડ સારંગ, તાલ લાવણી, માત્રા ૮.[1])

**મન મથતા મન્મથના શરથી ડરતી ભીતર ભારી,**
**તમ–લીન તલસે,તમ ઉર ધારી,રસબસ પરવશ પ્યારીઃ**
**નાથ ! સનાથ બિચારી !**
**વિરહે વ્હીલી વ્હાલી તમારી ! ધ્રુવ.**

**ચંદન ચાંદની ચિત્તથી વર્જે; તર્જે મલય–પવન એ–**
**સર્પ–સદન ચંદનના સંગે વિષમય વિષમ વિકારે. ના૦ ૧**

---

૧. "પરણીને પરવશ થઈ રહેવું, પિંજરમાં પુરાવું."—એ રાગમાં.

સતત પડંતાં સ્મર-શરથી ય ખરે, તમ રક્ષણુ કાજે
સજળ કમલ-દલ કવચ વિપુલ ઉર મર્મસ્થળે ય ઘટાવે. ના૦ ૨
પ્રિય-પરિરંભન દુર્લભ કાજે વિકટ ધરી વ્રત સેવે શું?-
સુમન-શયન સ્મરશર-શય્યા શું,રંગઅભગજ જુગતું. ના૦ ૩
અશ્રુ વહે ચોધાર નયન, મુખપદ્મ સુભવ્ય સુંદરશે;
હા! શશી શું અમી ગરત વિદારિત,દારૂણુ રાહુ-દંતે! ના૦ ૪
એકાંતે ચિતરી તમ મૂર્તિ મદન મિષે મૃગમદથી
આમ્ર-મંજરી શર કરઅર્પી,મીન આસનમૂકી નમતી. ના૦ ૫
"પડીં છું પાય,કૃપા કર માધવ! મ્હેર જતાં પ્રભુ ત્હારી,
હિમકર પણુ દહે દેહડી."-એવું ડગડગ રહી ઉચ્ચારી. ના૦ ૬
. ધ્યાન ધરી કરી સન્મુખ દુર્લભ વલ્લભ સુલભ તું-મૂર્તિ-
તે તલસી ઘડી કલપતી,રડતી,લવતી, પીડ વિસરતી. ના૦ ૭
શ્રીજયદેવ-ભણિત આં જો ઉર અધિક રમે તો પડજો
વિરહવિધુર વ્હાલીનીસખીનાં વચનઃવિરહ તમ ટળજો. ના૦ ૮

( શાર્દૂલવિક્રીડિત. )

વાસો રાન બન્યા ભયાન; ફુલની માળા બની વાગુરા;
દાવાગ્નિ દિલ-દાહ દારૂણુ બન્યા શ્વાસે ધમંતા ઉન્હા;
હા! ઘે વ્યગ્ર બની વ્હાલી વન-મૃગી તન્વી તું-ત્રેહે ય તે;
કંદર્પે ય બન્યો કૃતાન્ત દમતો શાર્દૂલ-વિક્રીડિતે. ૨

## પ્રબંધ બીજો.

( રાગ: આશાવરી, તાલ પંજાબી, માત્રા ૧૬.[૧] )

કાંતુડા ! વસમા વિરહ-સંતાપ!
વસમા વસમા
વસમા વિરહ-સંતાપ! તું-વિણુ વસમાં વિરહ-સંતાપ! ધ્રુવ૦

---

૧. "જોનીડા ! વસમી એ વનની વાટ."-એ રાગના જાઈ શકાય છે.

ઉરજ ધર્યો પણ હાર સુહળવા
તન્વી લહે ભાર : તજાય !
કાનુડા ! વસમા વિરહ–સંતાપ ! વ૦ વ૦ ૧

વિષ શંકી ઘન ચંદન ચારૂ ય
નિરખતી અંગે મૂંઝાય !
કાનુડા ! વસમા વિરહ–સંતાપ ! વ૦ વ૦ ૨

શ્વાસ એ ઉન્હા ઊંડેરા મૂકે–
મદનાનલ–ધમણ ધમાય !
કાનુડા ! વસમા વિરહ–સંતાપ ! વ૦ વ૦ ૩

નાળ–વિછુટા કમળ શી દૃગ હા !–
દિશ દિશ સજળ ફેંકાય !
કાનુડા ! વસમા વિરહ–સંતાપ. વ૦ વ૦ ૪

બીજ–ચંદ્ર સમું સ્થિર સંધ્યાએ
કરતલ પર વદન કસાય !
કાનુડા ! વસમા વિરહ–સંતાપ. વ૦ વ૦ ૫

કિસલય–શયને દૃગ પડતાં પણ
હોળી શુ સળગી મૂંઝાય !
કાનુડા ! વસમા વિરહ–સંતાપ. વ૦ વ૦ ૬

મરણ–શરણ મણ ગ્રેહે ઝૂરી જ્યે
સભાવ "હરિ ! હરિ !"–જાપ !
કાનુડા ! વસમા વિરહ–સંતાપ. વ૦ વ૦ ૭

દો સુખ શ્રીજયદેવનું ગીત આ
હરિ–ચરણાંચિત રસાળ !
કાનુડા ! વસમા વિરહ–સંતાપ. વ૦ વ૦ ૮

( શાર્દૂલવિક્રીડિત. )

કંદર્પ–જ્વરથી બળી બળી થતી 'તન્વાંગી અંગે ય તે,
ચંદા, ચંદન, પદ્મ–નામ શ્રવતાં વાતે ય વ્હીલાય છે;
કિંતુ એકલ તે શીળી અવનવી તું–મૂર્તિ ધારી ઉરે–
મેડે ક્ષીણ લવાઈ વ્હાલી તવ તે દુઃખે ઘડી વ્હાય છે. ૩

( ઉપેન્દ્રવજ્રા )

અહો ભિખક્-રત્ન! સ્મરાર્ત રાધા; સુસંગ-સુધા જ ઉગાર દે તે;
મટે ન બીજે, ન સધે ય સિદ્ધિ: ઉપેન્દ્ર! વજ્રાત્મક તું ઠરે રે. ૪

( શાર્દૂલવિક્રીડિત )

લોચે, ધ્યાન વિશે બુડે, દૃગ બીડે, કંપે, રૂંવાં પાંગરે,
સીત્કારે ય, લવે, ઉઠી ઉઠી–ભમે, કુટાય, ઝોલાય તે!
તું–મ્હેરે અતનુજ્વરા સુતનુ તે જીવે ન શું તું–રસે?
તુંમાં હે રસવૈદ્ય! આશ સઘળી; બીજાથી કૈં ના વળે! ૫

( પુષ્પિતાગ્રા ).

વિરહ ન પળનો ય વેઠનારી,
મીંટ મીંટતાં ય સખેદ ખેદનારી,
હરિ! ચિર–વિરહે રસાલ–શાખા
અવ જીવશે કયમ બાળી પુષ્પિતાગ્રા? ૬

( શાર્દૂલવિક્રીડિત. )

રે! ઘા કંસ–ગજેંદ્રનો ઉર થતાં શ્રીકૃષ્ણને સાંભળ્યા
રાધાના કુચ–કુંભ; બંધ દૃગ થે; સ્વેદે ન્હવાઈ ગયા:
એવે કંસ-"જીત્યો જીત્યો ગજ!"-બકી હર્ષોય ભૂલી ભ્રમે,
તેવે મુષ્ટિથી હસ્તી ભૂવશ કર્યો: વ્હારે ચઢો ક્હાન તે. ૭

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे "स्निग्धमधुसूदनो"–नाम चतुर्थ सर्गः।

## સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ પાંચમો.

વસ્તુઃ—ગોપીકાઓ સાથે વિહાર કરતા પોતે પકડાયા, રોષનું કારણ પણ રાધિકાને પોતેજ આપ્યું, તે છતાંય રાધિકા તો તેમને જ અનન્ય હૃદયે ઝંખે છે,—એ જ્ઞાત થતાંજ શ્રીકૃષ્ણજી ગળગળા થઇ જાય છે; અને દીન વચને આવેશ તે મચોગાતુર સખીને વિનવતાં કહે છે કેઃ—"શાણી સખિ! તું કહે છે તે સર્વ સત્ય છે; પણ મ્હારા હવે પગ ઉપડતા નથી, ચાલવે પણ હવે શકિત નથી. માટે તુંજ જાઃ જા, અને મ્હારી વતી રાધિકાને યુકિતપૂર્વક વિનવી મનાવી અહીં મ્હારી પાસ તેડી લાવ." શ્રીકૃષ્ણજીનાં આ વચન સાંભળતાંજ તે વચનાધીન સખી નિસૃષ્ટાર્થ-દૂતી બની ત્યાંથી સત્વર નિકળી પડે છે, ને રાધિકા પાસ જઇ ત્યાં તેના આગળ શ્રીકૃષ્ણજીની વિરહ-વેદનાનું અને તન્મયતાનું હૃદય-વેધક વર્ણન કરે છે, અને બહુ પ્રકારે પ્રબોધે છે તેને – સંધ્યાકાળનો અધકાર અનુકુળ કરી લઈ પ્રાણેશ પ્રિયતમને મળવાને.

( પુષ્પિતાગ્રા )

"અહીં જ હું છું; તું જાઃ, જઇ મનાવી<br>
હું-વતી પ્રિયા, લઇ આવ"—એવી વાણી<br>
શ્રવી, ગઈ જ – મૂકી વિધૂર ક્હાને<br>
ફરી વિનવે સખી આપ રાધિકાને. ૧

## પ્રબંધ પહેલો.

( રાગઃ સીંધી ભૈરવી, તાલ ચલતી, માત્રા ૮[૧]. )

બેની ! સુરત તું-ગ્રેહે હ્હારા વ્હાલમ એ-
　　વ્હાલમ એ, સખિ ! માધવ એ.　　ધ્રુવ.
વિરહી-જન-ઉર દાહવા, ખીલી ફુલ ઝુમે જ્યાં;
મલયના વાયુ શીતળ વાતા મૃદુ લ્હેરે જ્યાં;-
　　સખિ ! હરિસુ અનંગ ઉરે પ્રગટે. બેની.૧
ત્યાગી નીજ ધામ રૂડાં, સેવે વન કારી એ;
ઢળી ઢળી ભૂમિ લોટે, માળા તવ જાપે એ;-
　　રાધે ! રીસાળી ! રસાવં રતિ. બેની૦૨
અલિ-રવ એ સુણી બ્હીની કાને કર સીડે છે;
સ્મર-શર પડંતા શણી વિકલ અતિ રૂવે છે;
　　સનનન શર ઉર વાગે હરિ ! બેની૦૩
રજની ઉર ચિંતવીને વિરહ લહી બ્હીલે છે;
હિમકર-કર દાહે જ્વાળે, કંઠે અસુ આંટે છે;
　　રજની હરિ-જીવનસુ રમત રમે. બેની૦૪
જયદેવ જ્યાં ગાય આ ત્યાં ઉછાળા મારી રે'-
વિરહ-લીલાએ લ્હેરી ઉર્મિ ઉરઃ પુણ્યે ને-
　　હરિ-રતિ-તાન રસાય ઉરે. બેની૦૫

( શાર્દૂલવિક્રીડિત. )

પૂર્વે જ્યાં રતિતંત્ર સાધી સ્મરની સિદ્ધિ તું-સંગે શીખી;
કુંજે તે-વરું તીર્થ મન્મથ તણું-વાસી ફરી હા ! હરિ-
તાજે તારક નામ-મંત્ર તવ તે એકેય શ્વાસે જપી-
વાંચ્છે છે તવ શ્યામ સ્વાદુ તવ તે પીવા સુધા સંગની. ૨

---

૧. "હું તો જોગણ બની છું મ્હારા વ્હાલમની."-એ રાગમાં ગાઇ શકાય છે.

## પ્રબંધ બીજો.

(રાગ : દેશની છાયા, તાલ દીપ, માત્રા ૬.[1])

યમુનાને તીરે, મંદ સુરભિ સમીરે,
કુંજે તવ જોય હરિ વાટલડી રે;
રસતા સુરીત ઉર વનમાળી વીરલા,
મર્દંતા માર–મદ માતલડી રે. ધ્રુવ.

અલબેલા પ્રાણપતિ વ્હાલમ વન વિચર્યા
અંખી, રતિરસ બેની ! મનમાં જી રે;
મનહર સુવેશ જાણે કામ, જઈ ભેટ તું;
જાવે વિલમ હાવાં કર મા તું રે. ય૦ ૧

બંશી બજાવે, મૃદુ નામ તું જગાવે,
સરતાં સંકેત સૂરે શ્યામળા જી રે;
લેખી તું–ચર્ણ–રજ અનિલે ય ઉડતી
ભાવે વધાવે ધૂળ મારગની રે. ય૦ ૨

ફફડે કાં પાંખ,સખિ ! ખખડે કાં પર્ણ; કે–
પ્યારી પધારી ધારી વ્હાલમા જી રે,
નિહાળે પંથ તુજ ઉરે અધીર થૈ
નેને ચકિત સેજ સાજતા જી રે. ય૦ ૩

કાં તું મુઝાય ? તજી ઝાંઝર ઝમકતાં
રિપુ શુ રંગે રતિ ઝુમતાં જી રે,
ચાલની ય કુંજે તિમિર–પુંજે ઘટાઈ;
લે સજી આ શ્યામ સાડી અંગે જી રે. ય૦ ૪

---

૧. "કુંજલડી હો ! સંદેશો હમારો."–એ રાગમાં ગાઈ શકાય છે.

તરલ ઝલાકા ઘટ્ટ ઘનમાં સુભાગો !–
    બેની! જયમ ચમકે પીત વિજલડી રે,
હરિ સુસઙ્ગે,–હરિ–ઉરે વિલસ જા,
    ખેલ રસભેર રતિ–વિપરીત જી રે. ચ૦ ૫

રસના તૂટી ય, સર્યું વસ્ત્ર, જંઘ ઉઘડી,–
    સ્મર–નિધિ–દ્વાર–સ્તંભ કેળના શું રે?
હર્ષનું નિદાન તે ઘટાવ સેજ શ્યામસુ,
    લોભવ રસઘેર્યાં નેન લાલનાં જી રે. ચ૦ ૬

સજની ! આ જાશે વહી રજની અનેરી;
    "ન્હાનઅભિમાની છેક"–જાણતી તું રે;
માની જા બ્હેની! વેણુ મારૂં જઈ પૂર તું
    મોહન–મનોરથો ય મીઠડા જી રે. ચ૦ ૭

શ્રીહરિસેવક જયદેવ ભણે ભાવસુ
    ભજ મન! સુરમ્ય દીવ્ય ન્હાન તું જી રે–
ઉરરે પ્રફુલ્લ, દયાસાગરે નમી ય તું
    નટવર–જે પાવે જન પુણ્યથી જી રે. ચ૦ ૮

( હરિણી. )

ઘડી ઘડી મૂકે નિઃશ્વાસો ને જુએ ચહુ દિશ એ;
    ઘડી ઘડી જ એ પેસે કુંજે, બ્હીલાય, કંઈ લવે;
ફરી ફરી રચે શય્યા રૂડી, જુએ રાન બ્હાવરા;–
    પ્રિયતવ સખિ! ઝૂરે એકે, અનંગ–પીડે ગળ્યા. ૩

( શાર્દૂલવિક્રીડિત )

તું-વંકાસ સમાન તીવ્ર તપને જો ! અસ્ત પામી ગયો;
ને જો ! ઘટ્ટ પિયુ-મનોરથ પઠે અંધાર આશા ઘટ્યો;
જો ! હું-શી ચકવી સ્વરે કરૂણ આ પ્રાર્થી-પ્રબોધી રહી;-
મુગ્ધે! વ્યર્થ વિલંબ આ, પળ રૂડી જો! આ અભિસારની. ૪

( હરિણી. )

સભય ચકિતા દૃષ્ટિ પંથે તમે ઘન નાંખતી;
વિસમી વિસમી વૃક્ષે વૃક્ષે ધીમાં ડગ સારતી;
અતનુ ઉછળ્યે -અંગે મુગ્ધે, કહે રહ હા ! જતીઃ-
કર સુમુખી ! તું-મૂર્તિ દર્શી કૃતાર્થ હવાં હરિ. ૫

( શાર્દૂલવિક્રીડિત. )

અન્યાર્થે નીકળ્યાં; ભ્રમે મળી ગયાં; ભીડી ય ભેટયાં ચૂમ્યાં;
વીંધાયાં નખથી; ભીંજ્યાં રતિરસે, મસ્તી કરંતાં મદયાં;
ઝૂમ્યાં સુરત-જંગ; થૈ પ્રીતિ; પચ્યાં વાતે ય કે, ઓળખ્યાં!-
રે! વ્રીડા-ચકચૂર 'શા રસ તમે તે દંપતી લ્હે ન ત્યાં. ૬

( શિખરિણી. )

જયશ્રીએ અર્ચ્યો, દીપત શું ય મંદાર-સુમને ?
સિંદૂરે વા ચર્ચ્યો, ધીકત રણરંગે, સ્વીય કરે,
હણી ઓક્કે મુક્કે ઝટ કુવલયાપીડ કરીને
રૂધિરે રેલાતો ભુજ જ હરિનો ધન્ય ભુવને ૭

---

તિ શ્રીજયદેવવિરચિતે ગીતગોવિન્દેઽભિસારિકાવર્णने "साकाक्षपुण्डरीकाक्षो" नाम पञ्चमः सर्गः ।

# સરળ
# ગીતગોવિંદ.

## સર્ગ છઠ્ઠો.

વસ્તુ—સખીનાં તે વચન સાંભળીને પ્રિયતમ પ્રાણેશને મળવાની ઉત્કંઠામાં વિરહકૃશ રાધિકાજી ઉઠે છે, ચાલવા માડે છે! પરંતુ ચાલે ક્યાં?–કેવી રીતે? ડગલું દેતામાં જ તે ધરણી પર ઢળી પડે છે. આથી લાચાર હૃદયે તે આવેલ દૂતી આ નજરે જોયેલ હકિકત શ્રીકૃષ્ણજીની પાસ જઈ તેમને નિવેદન કરે છે, અને વિનવે છે કે:– "પ્રભો! ત્હમારા જ વિરહે તરફડતી તે ત્હમને જ તલસતી બિચારી રાધા ત્હમારા જ સંકલ્પ-સંમાગમના કંઈક સુખે જેમ તેમ કરી અત્યારે તો પ્રાણ નીભે છે; પણ નાથ, આમ તે ક્યાં સુધી જીવશે? તે તો એવી અધીર બની ગઈ છે કે પ્રભો, તમારા વિણ આ વસંતની ગત્રિ તે બિચારી કેવી રીતે ય કાઢશે, તે અત્યારે હા! મ્હારાથી કહી શકાતું નથી જી."

( આર્યા. )

ડગ પણ દઇ નવ શકતી, વિરહ ઝુરંતી સખી કુંજે દેખી,
હરિ પ્રતિ જઈ સ્મર-મંદા સખી–ચરિત સહી વદે વળતી. ૧

### પ્રબંધ પહેલો.

( રાગ: ભૈરવી, તાલ ખેમટો, માત્રા ૬:[૧] )

કેર કાનુડા યમુનાને તીરે હો ક્હાન!
 મધુ-કુંજે ઝૂરે ત્હારી રાધા જોબન!
 સનાથ. હા! અનાથ! ઝુવા એળે મોહન! ધ્રુવ

---

૧. "કોઈ કહેજો જોગીડાને જઇને હો રાજ! મધુવનમાં ઝૂરે ત્હારી રાધા જોબન."–એ રાગમાં ગાઈ શકાય છે.

વ્હારી મૂર્તિ ચોપાસે તરંતી હરે!
સુધા અધરે સવી પીતી-પાતી લહે!
　જોતી જોતી તે મૂર્તિ સભાવે મોહન! મ૦ ૧
અંગે સાજી તું-લીલા ભૂષણની હરે!-
વારે વારે નિહાળંતી, ભાવે રમે;
　"હરિ! હરિ!"-રટંતી બને તું-મય મોહન! મ૦ ૨
કુંળાં કદળી શાં શ્વેત મૃણાલે ઘડ્યાં
કરે કંકણુ ધરે એ રૂડાં, ત્રોડે ઘટ્યાં!
　તુજ રતિ રટી જીવે, રહી ધ્યાને મોહન! મ૦ ૩
"બ્હેની! કુંજે કથેલ હરિ નાવ્યા પ્રીતમ;
વાર થઈ સખિ! ઘણેરીઃ સાલે સુગ શું વિષમ"-
　એમ વારવાર વદી જુએ સખી-મુખ મોહન! મ૦ ૪
અભિસારિકા બની ય હોંશે કોડે હરે!-
અભિસરતી તે જાયે, ઉમળકી ઉરે!
　હરિ! ડગ બે ભરંતાં ઢળે ધરણી મોહન! મ૦ ૫
"હાસ! આવ્યા ઘનશ્યામ, આ સહુણા હું-શ્યામ."-
લહી દોડી ય ભેટે-ચૂમે, ભાવે ભરી બાથ!-
　પણ આભ ભરે બાથ, ચૂમે તિમિરે મોહન! મ૦ ૬
વિલમ આપનો વિશેષ; ધીર ક્યાંસુધી ધરે?
જીવ ઝાલ્યો રહે ના: લાજ માઝા તજે!-
　વાસકસજ્જા વિલાપે એ વ્યાકુળ મોહન! મ૦ ૭
કવિ જયદેવે ગાયું આ ગીત સુંમધુર;
રસિક જનનાં રસાવે ઉર, દે પ્રીતિ અનૂપઃ-
　હરિ અંતરે આરોપી થાવ સુખકર મોહન! મ૦ ૮

( માલિની. )

વિપુલ પુલક ર્હારી, સૂસવી શીસકારી,
　　જડ-ઉર ભડકતી કે મ્હાવરી એ બિચારી;
તુજ શઠ ! ઝૂરી મ્હેડે, અંગ આગી અનંગે,
　　રસ-ઉદધિ ડુબી તું-ધ્યાન લૈ પ્રાણ નીસે. 　૨

( શાર્દૂલવિક્રીડિત )

સંચારેય સમીર પર્ણ વિહગે-"વ્હાલા શું આવ્યા ?"- લહી,
　અંગે ભૂષણ તે સજે; શયન તે સાજે; તું ચિંતે અતિ
રે! સંકલ્પ-વિકલ્પ એમ ધરતી આશા-શતે મ્હાવરી,
　હા ! તું-વિણ હવાં નિશા સુતનુ એ શે કાઢશે કારમી. ૩

( શાર્દૂલવિક્રીડિત. )

"કાં વાસે અહીં ભાઈ! આ વટ તળે ?-હાં કૃષ્ણ ભોગી રમે !
　જા તું હાંથી સવેળ : જા સદન તુ શ્રીનંદને આ કુડે !"
સાંજે તાત સમક્ષ પાથ-મુખની રાધાની મર્મોક્તિ એ,
　ઢાંકી સ્વાગત-ઉક્તિસુ સુચતુરે : સૌ ઇષ્ટ દો કૃષ્ણ તે. ૪

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे "धन्यवैकुण्ठो" नाम षष्ठ सर्ग ।



સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ સાતમો.

વસ્તુ –સખીની હકિકત સાભળી શ્રીકૃષ્ણજી રાધિકાજીને મળન તરતજ ત્યાથી તે લતાકુજમા જવા ની જે છે માર્ગે ચદ્રાવલિ-આદિ પ્રિયતમામાથી એક્ તેમને મળી જાય છે બહુવલ્લભ શ્રીકૃષ્ણ દાક્ષિણ્ય વાપરી તેનુ પણ મન મનાવે ત્યા રાત્રિ ગાળે છે, તેને ય સમાગમ-સુખ આપે છે પણ ત્યા તે લતાકુજમા તો રાધિકાજીને મન પળ પણ યુગ જેવી સાલે છે રાત્રિ એક તો અધારી હતી, એટલે ચાંદની પણ જરા મોડી ઉજાસી તે તેમાય ચદ્ર ધીમે ધીમે માથે પણ આવી ગયા છતાય મોડી રાત જતાય ન પાછી વળી તે મોકલેન સખી કે ન દેખાયા તે ઉર-ચદ્ર શ્રીકૃષ્ણ ! રાધિકાજી સઅ્પ-વિકલ્પના હીડોળે સા હીંચવા લાગ્યા, તેમની ધીરજ ખુટી ગઈ અને તે પોતાના દુર્ભાગ્યને નિંદવા લાગ્યા શકા-નિશાનના મજે કઈ લઈ અનિષ્ટોના ભણકાર તેમના મનમા વાગવા લાગ્યા, છતાય આશાના તતુએ ટીંગળાયેના તેમના હૃદયને તે રૂચતા ન આવ્યા, તેમણે તે માન્યા નહિ આ તરફ 'હુ સાજ જાઉંછુ "–એમ કહી શ્રીકૃષ્ણજી તો રાધા-કુજે જવા પધાર્યા બાદ તેમની પાછળ ત્યા રહેન સખી પણ ધીમે ધીમે "પ્રભુ હવે રાધા પાસ લતાકુજમા જ પધાર્યા હશે "–એમ ધારતી ત્યા આવી પહોચી પણ તેણે ત્યા કૃષ્ણજીનેં ન દીઠા કારણ કપતા ય ન કપી શકાતાં તે બિચારીનુ મ્હો આથી તત્કાળ ઉતરી ગયુ, તેની કાંતિ સેવાઈ ગઈ. ચતુર રાધિકાજીએ સખીની આ ઓશિયાળી વ્હીલી-વ્હીલી સુખમુદ્રા જોઈ,–ને ચેતી ગયા " હા ! કહાનાએ મ્હને ઠગી જ' પ્રાણેશે

જ મ્હને ઠગી !"–એમ હૃદયસુ ધરી મનમાં ઓછુ આણતાં તે બિચારાં વિપ્રલબ્ધા નાયિકા વૃષભાનુજા પ્રતિનાયિકાના સૌભાગ્યની અદેખાઈ કરતાં ને પોતાના દુર્ભાગ્યને નિંદતા બળતે હૃદયે ત્યાં વિવિધ વિલાપ કરવા લાગ્યાં:

(વસંતતિલકા.)

એવે કુપંથ પળવે કરી જે કલંક
ચોંટયું ય તે મીટવવા મથતો મૃગાંક,
કાલિંદી–પાન કરવે તટ તે ઉજાસ્યો
પ્રાચીસુખે કુટિલ ચંદન–આડલી શો. ૧

(આર્યા.)

ચંદ્ર ચઢયો ગગને પણ, ઉગ્યા ન ઉરના ચંદ્ર જોઈ રાધા
વિવિધ વિલાપે વનમાં, વિરહ–વિધુરી ધીરજ ખોઈ હા! ૨

પ્રબંધ પહેલો.

(રાગ ભૈરવી: તાલ ત્રિતાલ: માત્રા ૧૬.[1])

હવે કયા જાવું કો'ને શરણે?
સખીએ મમ બ્હાઈ મ્હને વચને! ધ્રુવ.
વેળ વહીં ગઇ, વચને જૂઠા કુંજે ન આવ્યા પીયુ;
વિફળ વિફળ થયું આ યૌવન પણ, રંગ અનંગ જ જાગતું:
લાવણ્ય લલિત લજવાયું લયે. હ૦ ૧
નિર્જન ઘન વન પ્રબળે જે જન શ્યામા સહીં સહીં સેવ્યાં;
તે નવ મળીયા, પણ તે કારણ સ્મર–શર કાળજ લાગ્યાં:
ઉર ઘાયલ ઘાયું વિંધાયું દ્રવે. હ૦ ૨–

1. "હવે કયા જાવું જીવન મારા."–એ રાગમાં ગાઈ શકાય છે.

પ્રિય વિણ ઘર થયું શૂન, થઈ શૂન દેહડી; ભામ રહ્યું ના
માન ગયું : હા ! ક્યાં વિરહાનલ શાને સેવું હાવાં.
　　　પ્રભુ ! મરણ હવાં ઉર આ યાચે. હ૦ ૩

હરિ–વિરહે વિરહાનલ–આગ્યા અંગે સુહે નવ હોવે
કનક કટક આ : ભૂષણ સર્વે દેહ–દૂષણ બની હાવેઃ
　　　હરિ ! તું–વિણ ઉર જગ દગ્ધ લહે. હ૦ ૪

વિષમ વિષમબનો સ્મરશર સમ હા! કોમળ કાળજ વીંધે,
ઉરજ ધર્યો આ હાર કમળના, કુસુમ શુ કોમળ હુંનેઃ
　　　સગ્ બંધુ શર–શીલ અહીં એલે. હ૦ ૫

ગણ્યો નવ આ તીર,આ વેતસ ઘન,–રહીશ પડી હ્યાં તોયે,
હા ! વ્હાલમ વિઠ્ઠલ નવ સ્મરશે હુંને હરિ પણ સ્વપ્ને!–
　　　ધિક્ ! આદર–હીન જીવવું હાવે. હ૦ ૬

અહહહ! આ મધુરજનો સુમધુરી : આમ હું ટવળું વ્હેઃ
યોગ અહીં કો સુભગ સુહાગી રમતી હશે હરિ રંગે !–
　　　સો પુણ્ય ગમાં પરનારી હવે. હ૦ ૭

પ્રભુ–ચરણે શરણે સુખ લ્હેતા શ્રીજયદેવ કવિની
ભારતી કોમળ રમ્ય કલામય રતિ રેલો રમણી શીઃ
　　　હરિ–રતિ રમીં સો સૌના ય ઉરે. હ૦ ૮

( શાર્દૂલવિક્રીડિત. )

એ શું કો સુભગા શોધી મળી જતાં, તે સોડ સાંધી લખ્યા ?
શું વાતે ય ફસ્યા સખાસુ ? વનમાં રાતે ભૂલ્યા શું ભમ્યા ?
વાટે શું અચકી પડયા શિથિલ હા ! કામજ્વરે હારમા ?–
કે સંકેત–નિકુંજ એ નવ હજી આવી મળ્યા વ્હાલમા. ૩

## પ્રબંધ ત્રીજો.

(રાગ : દેશની છાયા, તાલ હીચ, માત્રા ૬.[1])

યમુનાને તીરે, અવલ આરામે મંજુલે
　　રંગે રમે શ્યામ જયી રીઝવ્યા છ રે;
અર્ચી સુમન સ્નેહે વધાવે પ્રાણ-પ્રેયસી
　　વરસે બની મુગ્ધ ઝડી રીઝની છ રે. ધ્રુવ.
તનંમની અનંગે નેને નર્તતી અનેરૂં,
　　દંતતી ચૂમાવ્યે અધર વંકવી છ રે,—
રમણી રસંત પુલકે વદન—ચંદ્ર ચિતરે
　　મૃગમદે ય મૃગ શું તિલક શ્યામળા છ રે. ય૦ ૧
સ્મર-કુરંગને વિહાર મુગ્ધ-તરૂણ વેણી-વને
　　વારી જઈ ગૂંથે નૂતન ફુલડાં છ રે;
વેણી ગુંથ્યાં શ્યામે નીજ હસ્ત સુમન સોહતાં,
　　બેની! જ્યમ દમકે ઘને દામિની છ રે. ય૦ ૨
કસ્તુરિકા—કાન્ત રસ્યે, ગરવે ઉર-અંબરે
　　વ્હાલમા સ્તને ઘને ચે ભાવતે છ રે—
પ્હેરાવી માળ, વિમલ મુક્તા મિષે ભ-ગણે
　　નવ નખેન્દુ સુહવે રસી રંગમાં છ રે. ય૦ ૩
રતિને નિવાસ, વિજયી સ્મરને સિંહાસને,
　　રમણી-નિતંબે, — ભવ્ય, ધૂપવ્યે છ રે —
તોરણ શી મંડને ય માવ મણિ-મેખલા
　　સજવે રસના મદે ય રંગમાં છ રે. ય૦ ૪

---

[1] "કુંજલડી રે સંદેશો હમારો, જઈ વ્હાલમને કહેજે છ રે."—એ.

નખમણિએ રમ્ય, ભવ્ય શ્રીના નિવાસ શુ
ચરણ–કમળ સ્થાપી હૃદયે શ્રીપતિ જીરે–
મીઠી દગે પૂજી, રસી રાગીને, અલક્તકે,
સુહવે અવલ, રંજી બાહ્ય–રંજને જીરે. ચ૦ ૫

મૃણાલ-દંડ શા ભુજે દ્વય હિમ–શીતલ કુમળે
સુહતે કરતલે ચ પદ્મપત્ર શા જીરે–
મરકતમણિની અલિ–લટર સમી કંગની
અરપે બની મુગ્ધ મદે શ્યામળા જીરે. ચ૦ ૬

સુજસુ ફુગી ચ ઠગી શઠ એ હલધરના ભ્રાત
રમણી અન્ય રીઝવે વને વિજને જીરે:
હાંય હવાં હું–દુહાગણી આશે અસુ અંટવી
શે,–કહે સખિ! વલવલું ચ? શા રસે ય જીરે? ચ૦ ૭

પ્રભુના પદપંકજે પડી ચ, રતિ રેલવી,
ગુણ–ગણનાં ગાન ગજવી,– રાચતા જીરે,–
સુરસ બહવંતા જયદેવકના માનસે
મા ઢૂંકો જરા કલિ–મલ, થાવ ભસ્મ જીરે. ચ૦ ૮

( હરિણી. )

અમીનિધિ દવે,– ચિંત્યે ચે જે,– હલાહલ શું બની;
સમીર શીતળા આગે; લાગે રિપુ શું સખી હળી;
'સલખી પ્રિય તે પારિ પારિ સખિ'! ઉર આ ઝૂરે:
અહહ! અમળા. પ્રત્યે પુરો. કુરો. દૂર છે સ્મરે. ૭

( દ્રુતવિલંબિત. )

વિરહ-દુર્બળ વલ્લભ-મુખ શો શશી ઉગ્યો પીત, શ્યામ-છબિ સ્ફુરી;
અર્થી રહ્યો મન મન્મથ-મિત્ર એ, હરિ ! ધૃતિ શુધ-બુધ બધી હરી. ૪

( ઉપેન્દ્રવજ્રા )

દીઠી જ એવે સખી આવી પાછી વ્હોલી, ઢીલી એકલ; નાથ નાવ્યા!
લહી રમંતા હરિ અન્ય-સંગે, વદી રૂઠી ખંડિત-પ્રેમ રાધા. ૫

## પ્રબંધ બીજો.

( રાગ પીલુ બરવા, તાલ ખેમટો, માત્રા ૬.[1] )

કોક વ્હાલમને પંથે પળ્યા ફસવી સુરીત,
મારગડે રગડે રમે રંગમાં. ધ્રુવ.

દરશી રૂપ,- નવલ જોબનીએ આંજતી,
દરશી હાવભાવ,- મસ્ત મદે માદતી,
લટકે મટકે લુભાવી લાલ હુંથી અધિક. મા૦ ૧

સાજી અંગ રતિજંગ ઝુમ્બે જુગતું,
છુટે કેશે વસંત પુલો બાણ શું,
ઝઝૂમી જોમે મચવતી જંગ સંગે હું-શ્યામ. મા૦ ૨

જગવી અંતર-વિકાર હરિ-રંભને,
મણિમાળામય પાશ ઝુકવી બંધને,
સ્તનસાંગ ધરસી ભુજે હૃદય ભીડે ભરી બાથ. મા૦ ૩

લચવી લટ્ટ ભાલચંદ્ર ભવ્ય ભાસતી;
અધર-પાન કરી શાંત, નેનાં ઢાળતી;
લુબ્ધ અધર-રસાસવે યે ધરસે વારવાર. મા૦ ૪

---

૧. "મ્હારે મંદિરે પધારો યોગીરાજ મહારાજ, 'આજન અમારું મન' હાલતાં."-એ રાગમાં ગાઇ શકાય છે.

ઝગવી કુંડળ કપોલે અરૂણ ઝૂમતાં,
ગજવી ઘૂઘરી વિલોલે જંગ, મ્હાલતાં,–
　　રાગીસુરખિએ શ્યામ રમવે રૂમઝુમ પ્રીતમ. મા૦ ૫

મળતાં દૃષ્ટિ સુઝી, મલકે મંજુ કંઠસુ;
અવલ કિલકારી લલકારે રંગસુ;–
　　રતિરસમાં લ્હેલૂન રસિક રસવે રસપૂર. મા૦ ૬

જાગે કંપ પુલક અંગ,– ઝૂલે દેહડી;
તિરછી ઘેરી દૃગે ઘમરાયે ઘેલડી;
　　શ્વાસ ભજતાં ભીજંતાં હેતે હુલવે અનંગ. મા૦ ૭

સ્વેદ–બિંદુએ સુહંતે; અંગ આવરી,
દયિત–ઉર બળે લથબથી ય ભીડવી,–
　　રતિ-રણમાં શૂરી ય દળતી નરવર–મદમસ્ત. મા૦ ૮

શ્રીહરિ–લીલા આ રમ્ય જયદેવની
હરે કાલિમા કલિની, રતિ રેલવી;–
　　થાવ સુખકર સૌને ય પ્રભુગાને લ્હેલૂન. મા૦ ૯

(વસંતતિલકા.)

કાં દક્ષિણાનિલ ! અદક્ષિણ ? સ્નેહ–આગ્યાં
　　દે દાહીં અંગ પધખીઃ અગ્નિ–સખા ! સખા થા !
ને તું અનંગ જ અનંગ ! મુને કરી દે;
　　પ્રાણે ય પંચશર ! પંચ શરે હરી લે. ૬૧.

ખારૂં બધુ જગ હવાં; ગૃહ ધાય ખાવા;
　　રે ! શલ્ય શું ય જીવને પ્રિય–વિણ છે આઃ
હાં ! સીંચી બ્હેની યમની,– શું અરે ધર્યેથી !–
　　કાલીય કારી વિષ, હું–વપુ દે પ્રજાળી. ૬૨.

## પ્રબંધ ચોથો.

(રાગ: માઢ, તાલ લાવણી, માત્રા ૮.[1])

ઉરે–ઉમળકે બહુ–વલ્લભ રંગત જેને રસે સુરસાવતહે,
નવ આધિ ય વ્યાધિ ઉપાધિ રહે:સખિ!સ્વર્ગીય સુખ સધાવત હે. ધ્રુ.

(૧)

સુર મુનિ માનવ આંજી સ્વ–ઝલકે સુહંત ત્રિલોક સુહાવત હે,
જેને કૃપાધાન શ્યામ: ન તેને તમમય હૃદય ડૂબાવત હે. ઉ૦

(૨)

સજલ જલદ સમ સુંદર શ્યામ શરીરે સુહંત સુહાવત હે,
જેને સખિ! ઘનશ્યામ: વિરહ–દવ તેને નહિ જ ઝળાવત હે. ઉ૦

(૩)

હેમની રેખ શા કાન્ત કોરે પટે લડસંડી, ચમકે ચકાવત હે,–
જેને પીતાંબર શ્યામ: ન તેને મલય–અનિલ મૂઝાવત હે. ઉ૦

(૪)

અનિલ–અનંગે નચંતાં નલિની શાં નેન નચાવી નચાવતં હે,
જેને હું–શ્યામ: ન તેને કમલ–દલ સાજવી સેજ ઝૂરાવત હે. ઉ૦

(૫)

પદ્મ પ્રફુલ્લ શું લલિત મુખે નવલાં સ્મિત–સુમન સજાવત હે,
શ્રીપતિ જેને: ન તેને કરે શીત કુમુદની–પ્રિય ઝંળાવત હે. ઉ૦

(૬)

સ્થલ–સરોજ શા કાન્ત કરે પદે શ્યામ સુહંત રમાવત હે,
જેને સ્નેરંગ સ્પર્શી: ન તેને પરિજન–હાસ્ય પ્રજાળત હે. ઉ૦

---

૧. "દડ ઊડ સખી ચલ સગ મેરિ, હુને મનમા રૂદાન બોલાવત હે."–એ રાગમાં ગાઇ શકાય છે.

(૭)

ઐહુર સુકોમળ સૂકતે ઝરી સખિ ! અમૃત અખૂટ પીલાવત હે,
જેને સુધાનિધિ શ્યામઃ મદનશર તેને નહિ સુરછાવત હે. ૬૦

(૮)

અંત લગી ય અનંત અનન્ય સુનેહ જેનો હાં ગજાવત હે,
શ્રીજયદેવ : દો દર્શ તેને હરિ ! ઉરે ધરી,– અસુ આંટત હે. ૬૦

( વંશસ્થવિલ. )

અહો જગત્પ્રાણ સમીર શીતળા !
પ્રસન્ન થા, ત્યાગ શીળા ! કઠોરતા !
અનંગનંદી ! હરિ હ્યાં ધરી જરા,
સુખે થજે હારક પ્રાણનાં ભલા ! ૮

( શાર્દૂલવિક્રીડિત. )

નાવ્યો નિર્દય નેહીડો શઠ સખિ !–તેમાં તું શોચે ય શું?
સ્વચ્છંદે બહુ–પ્રિય એ ફર્યા રમે, ત્યાં હતી! શો દોષ તું?
આકર્ષાઈ હવાં ગુણે દયિતના જો ! ઉર ભેદી સુઝે
પંડ ચે પળી પ્રાણ આ તલખતા પ્રાણેશ જૈ ભેટશે. ૯

( શાર્દૂલવિક્રીડિત. )

આકર્ષી, કરી સ્તબ્ધ, હર્ષી નયને, ઉરે સુહી બહલવી,
ડોલાવી શિર, વેણી–ફુલ ફગવી,–થૈ જે મહા મોહની;
ને દર્પાંધ દમંત દાનવ દળી,–ઉચ્ચાટની થૈ જ જે;–
તે બંશી ય સીંચો મીઠી રસસુધા શ્રીકૃષ્ણ કેરી જગે. ૧૦

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे "उनागतनारायणो" नाम सप्तमः सर्गः।

# સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ આઠમો.

વસ્તુઃ–પંથમાં પ્રતિનાયિકાના ફંદમાં ફસાયેલ શ્રીકૃષ્ણજી ત્યાંથી છુટા થતાં વ્હાણું વાતામાં જ વિપ્રલબ્ધા રાધિકાની ખબર લેવા સીધા રાધા–કુંજનો માર્ગ પકડે છે. પ્રિયતમાને ત્યાં સ્નેહભગથી ચિલ્લાઈ ગયેલાં દેખી ભગવાન શ્રીકૃષ્ણ તેમને પગે પડે છે, અમૃત–મધુર મીઠાં વચનથી તેમને મનાવવા પ્રયતે છે, અને સંકેત ચૂકવા માટે તેમની માફી પણ માગે છે. ચતુર–શિરોમણિ શ્રીકૃષ્ણના ચાતુર્યથી ભલી–ભોળી કૃષ્ણપરાયણ રાધા ભોળવાઇ જાય છે; પણ આમ મનાવી જેવા કૃષ્ણજી ખેદ થાય છે, તેવાંજ પ્રતિનાયિકાના પગના અળતાકે રગદોળાયલા ને ત્વરામાં લૂછવા રહી ગયેલા ભગવાનના વક્ષઃસ્થળ ઉપર તેમની દૃષ્ટિ અચાનક પડે છે. બસ, થઇ ચુક્યુ! બેવડા વેગે તેમનો ક્રોધ સળગી ઉઠે છે, ને તેથી તે એકદમ રાતાપીળાં થઇ જાય છે, ને મીઠું બોલા માવને ઉસડા પાડી કઠોર વચન–પ્રહાર કરી વીંધે છે, તેમને તિરસ્કારી કાઢે છે.

( પુષ્પિતાગ્રા )

અસમ સ્મર–શરે વિંધાઈ કષ્ટે
વિતવી નિશા, અસૂયાથી આગી રીસે–
મીઠું મીઠું વદતા વ્હીલા પ્રભાતે
પ્રણત પિયુ પ્રતિ ખંડીતા વદી તે. ૧

## પ્રબંધ પહેલો.

( રાગ : માઢ, તાલ લાવણી, માત્રા ૮.[1] )

જાઓજી પ્રીતમ! જાઓજી જીવણ! કાં શઠવાદ ચલાવત હો ?
જે થકી રાચો, તે જઈ જાચો : માધવ! જાણ્યું ઠગાવત હો ! ધ્રુવ.

(૧)

રજનિ-ઉજાગરે રક્ત, લોચાતાં આ નેનાં કાં ઘેને ઘેરાવત હો ?
શું રતિ-જોમ ઝગવતી દૃગે તવ આંતર-રાગ છુપાવત હો ? જા૦

(૨)

અધર-મણિય આ અંગ-અનુરૂપ શ્યામ! કાં શ્યામ લસાવત હો ?
શું સખી-નેનાંનું અંજને રંજીત અમૃત-પાન કરાવત હો ? જા૦

(૩)

મરકત-શિલા શી ગ્રીવાએ નખવ્રણ નાથ, સુઘન કાં સુહાવત હો ?
રેખી રતિજય-લેખ સુવર્ણે શું સ્મર-રણ જોમ જણાવત હો ? જા૦

(૪)

પદ-પંકજના ય અલક્ત-રસે ઉર રંજીત કાંય પ્રકાશત હો ?
સ્મર-દ્રુમ તણાં સ્ફુટ અંકુર-ગુચ્છ ખીલ્યાં નવલાં શું દીખાવત હો ? જા૦

(૫)

અધર ત્હમારો ઘવાયો આ દશને, ને અંતર મ્હારૂં ઘવાયું અહો!
એ જણવે સ્ફુટ આપણ અંગ જરાય ન ભિન્ન હજુય અહો! જા૦

(૬)

શ્યામ છે શ્યામ તું-અંતર અંગ શું : કાલિમા કૃષ્ણસુ કાંય ન હો?
નહિ તો પ્રભુ ! તમ-ઘેલી તરૂણીને છેલા શે છેહે છળાવત હો? જા૦

---

1. "હઠ છોડ સખિ ચલ સંગ મેરે, તુને મનમા કહાન બોલાવત હે."—એ રાગમા ગાઈ શકાય છે.

(૭)

કાળ જ છો અબળા–જનના! ભ્રમણે વન બીજે ન અર્થ અહો!
શૈશવથી જ એ પોત પ્રકાશ્યું, પ્રભો! હરી પૂતના–પ્રાણ અહો! જા૦

(૮)

જયદેવ–રચિત, રસે ઘન સંચિત, બાની વનિતાની વંચિત હો,
વિબુધાલયેથી ય પીજો વિબુધો! અમીથી અદકી સુમધુર અહો! જા૦

( શિખરિણી. )

ભીંજેલું પેલીના અરિત પદ–લાક્ષા થકી શું હા!–
પ્રકાશે રંજેલું તર ભીતરનો રાગ ઉર આ;
પ્રભો! નિહાળી તે શઠ! પ્રણય–ભંગી! ઉર વિશે
મરૂં લાજી લાજી, ભૂલી ભૂલી ઉંડું દોહયું દુખે. ૨

( શાર્દૂલવિક્રીડિત. )

આનંદે અતિ, પૂર્ણ આદર થકી,– ઇંદ્રાદિ દેવો રસી
રૂડા નીલમણિ–મધુપ રસવે, જ્યાં મૌલિ નામી, નમી,
ને સ્વર્ગંગ જ જન્મી જ્યા વહીં ઝરે સ્વચ્છંદ સુધા–મધુ;–
તે પ્રેમે પદપદ્મ વામન તણું નિર્ધારી ઉરે ધરૂં. ૩

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे "विलक्षलक्ष्मीपति" नामाष्टम सर्गः ।



# સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ નવમો.

વસ્તુ—શ્રીકૃષ્ણજી તો આમ મુદ્દા—માન સાથે પકડાઈ ગયા, છતાય અવસરને ઓળખનાર તે ચતુર-શિરોમણિ કંઇ ન્હય તેમ ન હતા ત્યાથી તે ગૂપચૂપ ખસી ગયા, ચાલ્યા ગયા આ તરફ આથી એકલા પડેલા રાધિકાજીનો રોષ આપોઆપ ધીમો પડી ગયો. આસપાસ તે ચોમેર નિહાળવા લાગ્યા, તો સર્વત્ર પ્રેમ-મન્નનુ જ સુજન થતુ તેમને મૂભળાયુ પુન તેમનુ હૃદર વિહ્વળ બન્યુ પ્રિયતમને તરછોડતા શુ તરછોડ્યા, પણ હવે તો તે તે કૃત-કર્મ માટે મનમા પશ્ચાતાપ કરવા લાગ્યા, પરિતાપ કરવા લાગ્યા! એટલામા જ શ્રીકૃષ્ણે પ્રેરેલ એક સખી ત્યા આવી તેમને મળી તે ધીમે ધીમે મધુર પણ મર્મ-વેધક તીવ્ર વચન—શરે રાધિકાજીના હૃદયને વીંધતા તેને કહેવા લાગી કે—"અયિ ઓ રીસાળ, આ બધુ શાને માટે, અને તે, પણ કયા, કોના પ્રત્યે! શા માટે આમ માનમા મરડાઈ જાય છે? જોતી નથી કે આ વસત પૂર-બ્હાર ખીલી રહી છે, ને કુંજવિહારી શ્રીકૃષ્ણજી પણ વનમા પધાર્યા છે. ઘેલી આવો આ વિલાસનો અનુકૂળ સમય આમ રીસામણા—મનામણામા તુ એળે ગુમાવીશ તો પછી શુ થશે?—તેનો તને કંઈ ખ્યાલ છે? અરે, તુ રડે છે શાને? છાની રહે શાને આમ વ્યર્થ પરિતાપે તપી ત્હારા કોમળ કાળજને તાવે છે? ચાલ, મ્હારી સાથે જ ચાલ; હું જ ત્હને હરિ ભેગી કરીશ. હા.. પણ હરિ જ પોતે સામા અત્રેજ તને વિનવતા આવી મળે,તો પછી કહે બ્હેન,ત્હારા ભાગ્યમા શુ કમીના? શાણી, તુ જરાય ન ગભરાઇશ. જોની, પ્રભુ તને પ્રાણથી પણ અધિકતર ચ્હાય, તને મનાવવે ત્હારા ચરણમા નમે,—અને તે છતાંય તુ તેમની અવગણના કરે, તેમનાથી અકડાઈ જાય, તેમનો

તિરસ્કાર કરે,' ત્યારે તો પછી એ ગાંઠી, ચંદન વિષરૂપ, હિમ અગ્નિરૂપ ને કીડા પણ પીડારૂપ થાય જ ને ?—અને થાય તેમાં નવાઈ પણ શી !" —

( આર્યા )

વાધ્યે સ્મર-પીડ, તનમન રતિરસ-ઘેલી,હરિ-ચરિત ધ્રુવતી-
કલહાંતરિત દુહાગી રાધાને દૂતી કહે શાણુતી. ૧

## પ્રબંધ પહેલો.

( રાગ પીલુ બરવા, તાલ ખેમટો, માત્રા ૬ [1] )

અયિ ! માનની ! તું માન ની ય ! રૂસણું શું પિયુ-સંગ!—
માન મૂકી, માવ અભિનંદજે. ધ્રુવ.
અલિ ! સુહતી રુચિયામણી વસંત આ;
મલયાનિલ મધુર મદભર જો ! વાંય આ;
રસરાજની રસરેલ : અભિસરશે હરિ આપ માં૦ ૧
ખીલ્યાં વનવન તરૂ જો ! લતાઓ ફુલડે,
ઘેલી ! શા સુખે અધિક સડવું ભુવને?
રસિક આવતા વધાવી લેજે રસબસ રસલ્હાવ. મા૦ ૨
તાડફળથી ય ગરવાં ગુરૂ રૂડલાં
ભુવને ભુવન ચક્રવર્તી અજય ઉજળાં—
સુધન સ્તનફળ શે આ કરંતી વિફળ વિકળ આમ. મા૦ ૩
ડસકે ડળક ડળક કાં રૂવે અખિ,! વિફલવા?
ઘટે ઘેલછા ન આવી ! માને મેળ . શા?
તને તરૂણી હસે સઉ કો જોતાં રડતીં વ્યર્થ. મા૦ ૪
શીખ શું ન દીધ મ્હેં તને સખિ! વાર વાર?
ડગલે પગલે ચેતાવી ના શું ? કે રીસાળી—
પરિહર મા એ શ્યામ-સુંદર માધવ મોહન. મા૦ ૫

---

[1] "મારે મંદિરે પધારો યોગીરાજ મહારાજ."—એ રાગમાં ગાઈ સકાય છે.

સજલ પદ્મ-પત્રે સાજી સેજે શીતળી
સજની ! શ્યામ સંગ સાધી, રતિ રેલવી,
સફળ કરજે સખિ! નેત્ર,નિરખી પળ પળ પ્રીતમ. મા૦ ૬

સખિ ! હું ને તું ય એક : ભેદ ના જરા:
વિરહ ટળશે; અલિ ! વચન મ્હારૂં માન આ;
પરિતાપે તપી શાને સખિ ! તાવે ઉર આમ. મા૦ ૭

હરિ આવી અહીં તુજને વીનવી ભાવસું
પ્રિયશત કહીં કંઈ મનવે મોંઢડી ! લાડસું;-
તો શીં અન્ય ઉણપ લાગ્યે ? લાવે ઓછું શાને ઉર. મા૦ ૮

રાધિકા-ગતિ વિધુરી વર્ણી રૂડલી
જયદેવે આ, કૃષ્ણ-રતિ રેલવી·
લલિત એ અમાપ ભરજો સઉ કો ઉરે રતિ આપ. મા૦ ૯

( શાર્દૂલવિક્રીડિત. )

આલી ! તું અનુરાગ રાગીસુ ધરે, નામંતસુ રૂક્ષતા,
મીઠાસું કટુતા, અને વળગતા વ્હાલાસુ રે ! વામતા;
તેણે,-યુક્ત જ,-ચંદને વિષ બને, હિમે હીરે દેવતા,
પીડા દેય ક્રીડા-કથા,શીતકરે ઉષ્ણાંશુ થૈ રે' જ હા! ૨

( શાર્દૂલવિક્રીડિત. )

મેઘે મુસળધાર વ્યાકુળ લહી ગોકુળ, ગોવર્ધને
ઉપાડી મરમૂળ, તોલી ટચલી અંગુલિએ, જે બળે
રક્ષે સૌ,દર્પી.વર્ણી-ગર્વ; વળી'જ્યાં હર્ષી ચૂંમી ગોપીકા
તાંબૂલે વિજય-પ્રશસ્તિ ય લખે;-તે હસ્ત રક્ષો સદા. ૩

इति श्रीजयदेवविरचिते गीतगोविन्दे कलहान्तरितावर्णने "ऽमन्दमुकुन्दो" नाम नवमः सर्गः ।

સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ દશમો.

વસ્તુ—સખીની શીખ સાંભળતાં જ વિરહાતુર રાધા, ગળગળાં બની અંતરમાં પોતાની ભૂલને સમજતાં ને શોચતાં બેઠાં છે; તેવામાં શ્રીકૃષ્ણજી ત્યાં આવી પહોંચે છે. ગદ્ગદ કંઠે ભગવાન શ્રીકૃષ્ણ મધુરાં મિષ્ટ વચનથી તેને વિનવે છે કે—"વ્હાલી, શા માટે આમ વ્યર્થ રીસે છે? જો, હું ત્હારે પગે પડ્યો છું. તું જ મ્હારૂં આ સંસારે સર્વસ્વ છે. ત્હારીજ કૃપા હું અહોનિશ પ્રાર્થું છું, પ્રિયે! ત્હારી આ પગની પાટલી ઉપર અલક્તક ચોપડવે હૃદય આ મ્હારૂં તલપે છે, ત્હારી આજ્ઞાની જ તે વાટ જુએ છે. અરે, આ શું?—આ આભરણો ત્હેં શે ઉતારી નાંખ્યાં છે? પ્રિયતમે, ત્હારાં ગિરિશૃંગના જેવાં આ ઉચ્ચ સ્તન પર કામદેવની વિજય-પતાકા શી મુક્તા-માળ હવે ફરકાવ. દુંદુભિ શા નિતંબ પર આ કટિ-મેખલા સજી તેના રણકારે પ્રિયે, કામદેવની તું આણ વર્તાવ. રસીલી, તું જ, વસી છું રોમે રોમે, આ મ્હારા શરીરે! અનંગ સિવાય કોઇને ત્યાં સ્થાન મળવું મુશ્કેલ છે, રે! મળે પણ તે ક્યાંથી?—શી રીતે?"

(વસંતતિલકા.)

સુણી સખી-શીખ, ન્હીલી-ઢીલી રોષ દાબી<br>
નિ:શ્વાસ ઉષ્ણ મૂકી જોતી ન્હીંચું વિમાસી<br>
રાધા રસીલી ક્ષીણ પાસ જ જૈ મુરારિ<br>
સાંજે સુગદ્ગદ વદે પ્રિય-ચિત્તહારી. ૧

## પ્રબંધ પહેલો.

( રાગ: ખમાચ, તાલ દાદરો, માત્રા. ૪.[1] ) .

શુશીલ! શ્યામસુ શું માન? માની! માન મૂકી માન!
મ્હેર કરને : રીસે શું વ્યર્થ? રીઝને ધવે:
વિરહ–જવાળાઓ આ જ્વળે, વપુ જો! આ પ્રબળ પરજળે,
દવપાન કરી લે ચ ચૂમી ચૂમી હવે. ધ્રુવ.

ટહુક મીઠડા બે બોલ, કે હું–ભયતમ અણુતોલ,
પ્રિયે! ધ્વંસે તવ દંત–રૂચિ–ચંદ્રા ક્ષણે:
અયિ! મંજુ મુખચંદ્ર તુંજ, દૃગ–ચકોર આ જો! મુંજ,
સ્મિત–સુધાએ તરસ્યાં તલસાવે પ્રિયે. શુ૦ ૧

નેન નીલોત્પલો શાં શ્યામ.- સુતનુ! તવ આ છતાંય,
રક્ત પદ્મ શુ બની હેર આ હું વીંધિ–ભોંદે;
લહી સ્મર–શર તું રંજે કૃષ્ણ, તો આ રંજ રજ કૃષ્ણ:
રંજું શોણિતે, તું શોણ તે સુહાવી દીએ. શુ૦ ૨

તન્વિ! જો રૂઠી તું હોય સત્ય, તો વપુ મમ આ તું વિંધ્ય,
તીવ્ર નખથી: આ જો! શા સુહાવે તને!
ભુજબંધને ચહે તો બાંધ, ખંડ અધર વા નિતાન્ત,
દંડ ચંડિ! વળ વામે જેમ ઉરના ક્ષણે. શુ૦ ૩

પ્રિયે!.ભૂષણ તું છે ચ મુજ, તન મન ધન છે તું મુજ,
જીવનું જીવન–રત્ન એક તરવે ભવે:
હું સુ મ્હેર ત્હારી, રીઝ ત્હારી, રહે પ્રિયા સ્થિર નિત્ય ન્યારી,
ચિંતવે અતિ યત્ને એજ હેર આ હવે. શુ૦ ૪

---

૧ "મ્હારે મોઢે મનાવી, રાજી કહેવરાવી, કહાણી પટાવી પુછે શું તમે."– એ રાગમાં ગાઇ શકાય છે.

પ્રિયે ! ભવ્ય આ પદપલ્લવ તું, હું-શિરે ધરી મંડન શું,
. વિરહ-વિષ વિષમ લે હરીયઃ કાં તું સુઝે ?
સૂર્ય શી આ અનંગી આગ, રોમે રોમ લગવી લ્હાય,
દાહે તનઃ તે તું શાંત તદન કર ની પ્રિયે ! શુ૦ ૫

ચર્ણું મદે તુજ પદ્મમદ, વર્ધે રંગી હૃદય-રસ,
રતિરંગે ઉન્માદ ઉગ્ર મચવે અયિ !
મોડા-ખોલી ! કે' કે' મને, કે અળતે કરી ઉલટે યે,
પાટલી ય પગની ચિતરૂં સુહતી તને. શુ૦ ૬

હૃદય-પટને સુહે ય જેમ, તુંગ કુચ-શૃંગે તેમ,
હારધ્વજ તું વિજયનો ઝળકાવી દીએ;
નિતંબ-ડિંડિમે ધમકાવી, મણિ-મેખલા ઘુઘરાળી,
આણ મન્મથની મૂક તું ગજાવી હવે. શુ૦ ૭

પુનિન પદ્માવતી-પતિનાં, શ્રીકવિજયદેવજીનાં,
મનમેલ હરી શાંતિ-સુખ સધતાં રસે-
શ્યામસુખનાં એ વેણુ, રસતાં રસવી સ્વરેણ,
રસિક જનને રસાવો રસે, નચવો સુદે. શુ૦ ૮

( હરિણી. )

શીદ રસીકડી ! શંકા-પંકે સુજે પડી ? આકળી !
વિતનુ વિણ ના પામે કો આ પ્રવેશ ઉરે જરી !
રમી રહી છ તું રોમે રોમે રગેરગ, રંગીલી !
પરિહર ભૂંડી ભ્રાંતિ ભામા ! ભુજે ભીડ સ્નેહથી. ૨

( વસંતતિલકા. )

દે ચર્ણ-બેડી, જકડી, લૉડી ભુજબંધે,
દાબી પીડી સ્તન-ઘરે, અલિ ! વીંધી દંતે,-
ચંડિ! હું દંડી સુખી થા : નથી આ ખમાતાં
હા ! કારમાં શર હવે સ્મર-પારધિનાં. ૩

( હરિણી. )

શીદ રીસી વૃથા બોલે ના કાં ? મીઠી મીટ માંડ, જોઃ
મધુરૂં મીઠડું ટૌકી ટૌકી, હરી મુજ પીડ દેઃ
સુમુખિ ! વિમુખી ના થા, ના થાઃ કૃપા કરઃ તર્જ નાઃ
પ્રિય ! જરીક જો ! પંડે યાચે પ્રીતે પરી પ્રાણ આ. ૪

( પુષ્પિતાગ્રા )

સુહતી કુટિલ ભ્રૂ ય કાળી છે આ
ક્રૂર અલિ ! નાગણ : વિષ કારી તે હા-
મથી ઉગરતી મંત્ર સિદ્ધ શી આ
અધર-અમી તવ એક : પ્યારી ! તે પા. ૫

( શાર્દૂલવિક્રીડિત. )

દંતે કુંદ દીપે; અને અધરમુ બંધુક ખીલ્યાં વગે;
નાસાએ તિલપુષ્પ; ને નયનમાં નીલોત્પલો આ ચગે;
ને ગંડે ય મધુક :- આમ મૂકીને રે ! પુષ્પસેના પ્રિયે !
પુષ્પેષુ તવ મુખ-અંગણ જીતે આ વિશ્વ પુષ્પે ખરે ૬

( પૃથ્વી. )

સુકેશી તવ વેણુલી; નવલ ચિત્રલેખા ભ્રૂ છે;
શશી મુખ; મદાલસા દૃગ; મનોરમા ચાલ છે;
રતિ તવ કલાવતી; સુઘન જંઘ રંભા જ આઃ–
અહો! ત્રિદિવસુંદરી–મયી દીપે તું પૃથ્વીગતા. ૭

( શાર્દૂલવિક્રીડિત. )

વાતા કૃષ્ણુજી બંસી,–વાંકીય ગ્રીવા થૈ, મૌલિ તાને ઝૂકી,
ડોલ્યાં ત્યાં મણિકુંડલો, રમણી સૌ રાગે રસી ત્યાં ડૂલી:
એવે દીલ જતાં સુમુગ્ધ મધુરા રાધા–મુખેન્દુ પ્રતિ
ઉર્મિ કૃષ્ણ–કટાક્ષની ઉલટી,–તે રેલો સુધા સૌખ્યની. ૮

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे मानिनीवर्णने–' चतुरचतुर्भुजो ' नाम दशमः सर्ग ।



## સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ અગીયારમો.

વસ્તુઃ– આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણજી પ્રિયતમાને મનાવીને સ્વ–કુંજે ચાલ્યા જાય છે: અને તેમની પૂઠે જ તેમની દૂતી રાધિકાજીને પણ લઈ જવા તેડવા આવે છે. રાધિકાજી પણ ત્યાં જવાને શણગાર સજી તૈયાર થઇ બેઠાં છે, તે સખી આવતાં તેની સાથ જે મંજુ–કુંજમાં પ્રભુજી રાધિકાને મળવાને આતુર થઈ ઘડીઓ ગણતા બેઠા છે, ત્યાં જાય છે: પ્રભુ પ્રિયતમાને મળે છે. રાધા–કૃષ્ણનો આમ સમાગમ થતાં ચતુર સખીઓ તેમને એકાંત અર્પવે કંઇ કંઇ બ્હાને ત્યાંથી ખસી જાય છે, દૂર અદૃશ્ય થાય છે.

( માલિની. )

મનવીં મીઠડીં માની મિષ્ટ વેણુ મધુરે<br>
સ્મર–સુભગ સીધાવ્યા કોડીલા કૃષ્ણ કુંજે;<br>
અહીં ભૂષીં તન રાધા સજ્જ જાવે વિમાસે–<br>
તવ સહીં સમીં સાંજે આવીને કે'ય તેને. ૧

### પ્રબંધ પહેલો.

( રાગ ભૈરવી, તાલ ખેમટો, માત્રા ૬.[1] )

ઘેલી ! ત્હારા લ્હારા પધાર્યો ત્યાં છે એ શ્યામ !<br>
પ્રેમ–પુષ્પે વધાવ, જા ! જા ! પ્યારા પ્રીતંમ !<br>
શીદ બેસી હ્યાં રહે છ, ભેટ ભાવે ભીડી તન. ધ્રુવ.

---

૧. " કોઇ કહેજો જોશીડાને જઇને દો રાજ ! મધુવનમા ઝુરે ત્હારી રાધા એકમન." એ રાગમા બહિ શકાય છે.

મંજુ વંજુ કુંજે સેવીં સુમન-સેજ ત્યાં હવે
તને મીઠડી! મનાવ્યે,-"મધુર મિષ્ટ શું ?"-ધવે;
પદ-પંકજે પ્રણિપાત અરપ્યે લગની એક ઉર. પ્રા૦૧

ગુંજી મંજુ, રંજી ઉર જો! સમજાવે આ મધુપ;
ટહુકી ટહુકી જો! કોકીલા મદાવે આ અનૂપ;-
સ્મર-બંદી સ્મર-દુવાઇ એ દે તરૂણી-જન સુહંત. પ્રા૦૨

અનિલે ચંચળ કર-પલ્લવે લતાઓ જો! વને-
પ્રેરે પ્રિયતમ પ્રતિ જાવા કરજોરૂ! આ તને;
વિલમ મેલી ઓ નિતંબિની! તું ચાલ, વ્હેલી ચાલ. પ્રા૦૩

સ્મર-તરંગ શી ઉર-ઉર્મિએ ઉછળંત કુચકુંભ,
રસછોળ શી મણિમાળ ઉછાળંત, રતિ-પૂર્ણ,-
શુભ દે છે શુકન,-પુછ,-પરિરંભને પ્રીતમ. પ્રા૦૪

મદન-શર શું સુભગ તીવ્ર નખે કર આ સુહંત
લટકે સ્તંભી સખિ! હુંને, ચાલ હરિને સુપંથ;
અલબેલી! મોહનવેલી! અલિ મદભરી! મળ માવ. પ્રા૦૫

"રતિરણ-સજ્જ તું-વપુ ય: છે રસશૂરી સખિ! પૂર્ણ."-
જાણે સૌ સખી,-વખાણે વિશ્વ સર્વ તે બધું ય:
રસના-દુંદુભિ દમકાવી, સામે પગલે પળ શૂર! પ્રા૦૬

સુઘન જઘન સ્તનના ભારે ગતે ધીરીં ધીરીં મંદ,
મર્દી ઝાંઝરના ઝમકે ઠમકે હંસ તણા મદ,-
ગજગામિની! ધીરે પગલે પળી લે જા પ્રીતમ. પ્રા૦૭

હરિ પણ પૂરા રણશૂર, ઘડી ગણતા મદનાતુર—
રણકે કંકણના લે વધાવી તું જઈ અનૂપ:—
　　મલ્લ-યુધ મચવી, આવ મર્દી, રંજ રસે તૂર્ણ. પ્રા૦૮
રમણીથી ય આ રમણીય, ને ફુલમાળથી મંજુલ,
શ્રીજયદેવની ય વાણી સૌથી પ્રથમ હરતી ઉર—
　　રસિક-કંઠે રસ-સાજે રમો, સૌથી પ્રથમ શ્રેષ્ટ. પ્રા૦૯

( શાર્દૂલવિક્રીડિત. )

"આવી એક મીંટે નિહાળી ચિર તે વેણુ મીઠી રંજશે;
　આલીંગી દઢ ભીડશે; ફૂમીઝુમી રીઝી રસે રેલશે."—
એ લ્હેકામાં બુડી, ધ્યાનશું લહી તને, રોમે રસી, કંપી, તે
　હર્ષી,સ્વેદ ભરી, ધસી ય, મુરછે, કુંજે ઝૂરી ત્યાં તમે. ૨

(શાર્દૂલવિક્રીડિત.)

શિરે શ્યામ સરોજ સાજી, શ્રવણે આરોપી તાપિચ્છ આ,
　નેનાં અંજી ય કજ્જલે, મૃગમદે રેખી ય કુચે લતા,-
જો ! નીલાંબર શું લપેટી તમ આ ચોમેર કુંજે અલિ!-
　આલિંગે અભિસારિણી સુતનુને સર્વાંગ ભેટી-ભીડી. ૩

( વસંતતિલકા. )

ગૌરાંગી વીજ શું સરી અભિસારિકાની
　ચોમેર ભૂષણ-જલે ઝગતું અનેરી
રાજે તમાલ-ઘન આ તમ ઘોર,—જાણે
　શાણી ! કસોટી તવ એ કસી પ્રેમ-હેમે.　　૪

( વસંતતિલકા. )

ત્યાંથી ગઈ ઉમળકી પિયુ-કુંજ સીધી;
　જૈ, દ્વાર ભૂષણ-જલે દીધ જ્યાં વધાવી,
ત્યાં દીઠ રે ! પિયુ દૂરે : શરમાઈ શાણી
　ખંચી ઉભી : તવ વદી સખી વ્હાલ-વાણી.　　૫

## પ્રબંધ બીજો.

(રાગ : ભીમપલાશ, તાલ ખેમટો, માત્રા ૬[1].)

કુંજ–સદને હ્યાં વ્હાલમા વિરાજે તવ : આવ !
જઈ પાસે, પ્રિય–સંગ લે રમી રસબસ રસ–લ્હાવ ! ધ્રુવ.
વૃક્ષવેલી ફુલી–ફુલી હ્યાં શાં કુંજે રાજે ?
દુષ્પ્રવેશ કરી કુંજદ્વારે ઘનતાં ગાજે !
ઉપસંત આ સ્તન જઘન અલિ! સંકડી સરી આવ. કું૦૧
ઘન પલ્લવે વનવેલી તિમિર ઘન કાં સાજે ?
લપટ અંધારે છાયું કેલિગૃહ જો! આજે !–
દંતજ્યોત્સ્ના ઝગાવી રૂચિર હણુ એ તિમિર,આવ. કું૦૨
મલયાનિલ મીઠી! મંદ મધુર શીતળા વાયે !
વેલી લહરીએ લ્હેરી ઝુમી વૃક્ષ જો ! હીંચાવે !–
રસ–ઉર્મિએ હસંત મુખડે રસ સરસ લસાવ. કું૦૩
ટહુકી ટહુકી કોકિલા મધુર કુંજ જો ! ગજાવે :
રસનાં રસીયાંને સાને રતિ–સદન જો! બતાવે :–
રતિ–ઉર્મિએ ઉછળંત લલિત ગીત જા ! રેલાવ. કું૦૪
કુસુમ–કળિએ ઘટેલ કેલિગૃહ શું રાજે !
કુસુમ–કોમળ ખીલંતી કળી તું આ રાજે !–
લીલા–ગૃહ આ સુહાવ સુમનદેહે : અલિ, આવ. કું૦૫
મદમત્ત મધુપ–વૃંદ હ્યાં શાં ગુંજી મ્હાલે !–
રસમસ્ત મધુ ચુસંત પુષ્પ–પુષ્પે મ્હાલે !–
રસ–સિંધુ સ્વચ્છંદે ઝીલ અંતરે ઉછાળ. કું૦૬

---

૧. "જયે આનન્દીએ આવ્યા અતિથિ દો આજ."–એ રાગમાં નાઈ શકાય છે.



નાથ નિરખ્યા નીજ નેને,
કુંજ–સદનમા, મધુવનમા,
નાથ નિરખ્યા નીજ નૈને

અશોક-પલ્લવે આ સેજલડી સાજી રાજે;
શુભ સેજલડી એ સુભાગી! શે ના સાજે?
ભાવે કુચ-ચીંચ નચતાં મણિમાળ, તે સુહાવ. કું૦૭
પુનિત પદ્માવતીના પ્રણય-પ્યાસી પ્રિયતમ,
પ્રિયા-સુખે હેતુ એક, રસવિલાસી જયદેવ-
સત્કવિનો બાનો આ મૃદુ ઉર રહો, રસી ઉલ્લાસ કું૦૮

(શાર્દૂલવિક્રીડિત)

રે! બેહાલ બની ય લ્હેસુ તવ હા! તાવ્યા ઝૂરતા સમરે,
ઝંખે ઉર અનિશ તુ-અધરની પીવા અમી શ્યામ તે,
જે તું અંક સુહાવ, તર્પ અમીં પૈ સંકોચ આ શે ઉરે?-
એ છે દાસ કટાક્ષ-ક્રીત અમૂલા' તું-ચર્ણ-સેવા ચહે ૬

(અનુષ્ટુભ)

ભયે હર્ષે ઝૂલી, પિયુ હીચંતી દૃષ્ટિ-હિંડોળે,
ધ્વનિ નેપૂરનો પૂરી, પ્રવેશી મંજુ કુંજે તે　　૭

## પ્રબંધ ત્રીજો.

(રાગ ખેમટો, તાન દાદરો, માત્રા ૪[1])

નાવ નિરખ્યા નીંજ નેને,
કુંજ-સદનમા, મધુવનમાં,
નાવ નિરખ્યા નીંજ નેને ધ્રુવ.

પ્રિયાસુખેન્દુ ઝળકતા ઉંઠયા ઉર-ઉદધિ ખળભળી,
અનંત જ ઉર્મિએ નવલા રહ્યા વિકાર ઝૂલી,
લગી ઝળપઝળપ અતિ તનમનતા નાવ૦ ૧

---

૧. "શ્યામ ઝૂલે હિંડોળા, કુંજનબનમે, મધુબનમે, શ્યામ ઝૂલે હિંડોળા'-એ રાગમા ગાઇ શકાય છે

હિમકર-કિરણે ઉજ્જ્વલ સજલ ઘન જેમ મોહે,
મંજુ ફુલમાળે ત્યમ મંડિત મૌલિએ મન મોહેઃ
મુગ્ધ મૌલિએ કરંતા, ઉરને હરતા. નાવ૦ ૨

તમે ઘનઘોર ગગને જેમ પૂર્ણેન્દુ ઉજાસે,
ત્યમ ચંદનતિલક ઘનશ્યામ-નિલવટપટ સુહાગે;
ભવ્ય ભાલે એ તિલકે સુહી મન મથતા. નાવ૦ ૩

બે બાજુ બે ધરી રૂપ જોય રવિ નમી સુખ જાણે-
ત્યમ મકરાકૃતિ કુંડળ લળકતાં પિયુ-કાને!
મણિ-કુંડળ-હિંડોળે ઉર હીંચવતા. નાવ૦ ૪

જળહળ ફ્રિણના બુદબુદ જળે યમુનાને મ્હાલે,
ત્યમ મુક્તામણિની માળ ઝૂલી ઉર ભવ્ય ભાવેઃ
સગ-રંભને રસાવી ઉર તલસવતા. નાવ૦ ૫

પીત પરાગ-પટલ-પટથી નીલોત્પલ જેમ રાજે,
ત્યમ અંબરથી કેસરીયા તનુ ઘનશ્યામ રાજે;
લતાવેષ્ટિતે ય રૂડી એમ સાન કરતા. નાવ૦ ૬

ખીલ્યાં પદ્મે રસી ખેલંત ખંજન ઉર ભાવે,
ત્યમ નર્તાયિ રસર્ષીનાં નયન હરિ મોહ મચાવે;
તારામૈત્રકે રસાવી રતિ ઉન્મદતા. નાવ૦ ૭

મીઠાં મૃદુ સ્મિતડાંની એ લલિત ઝલકે છવાયા
સ્ફુરે કંઇ મંદ અધર, રેલાય અમીની પૂર્ણ-ધારા;
મદે મસ્ત એ તરસાવે અધરે રસતા. નાવ૦ ૮

મણિમય સાજના કિરણે જ્વલંતે શ્યામ સોહે;
રસ્યું રગરગ રતિ-રાગે પુલકભર અંગ મોહે;
રસપુલકે એ ઉર અતિ કંટકતા. નાવ૦ ૯

શ્રીજયદેવ-વર્ણિત આ વિભવથી ય એવડા વિભવે
રૂડું સુહંત રસેશ્વર-રૂપ રસો રસ આ રસાળેઃ,
પુણ્ય ફળતાં ઉજાસો એક પ્રભુ-પદમાં. ના૦૧૦

( શિખરિણી )

નિહાળંતાં નેહે પિયુજી રૂડી કુંજે અધીર થૈ,
અપાંગો ઓળંગી શ્રવણપુટ વાધ્યે ય વીંધી જે-
રસીલી રાધાનાં મદન મદ-ઘેલાં નયન ત્યાં
ઝર્યાં સ્વેદામ્બુ શાં પ્રીતિ-પુનિત હર્ષાશ્રુ-ઝરણાં. ૮

( શિખરિણી )

મિષે કર્ણે ખંજી, તીરછી નજરે જ્યાં મલપતી
ખસી સાહેલી, કે મધુરી પિયુ-મૂર્તિ સ્મર-મીણી-
નિહાળંતી, રાજી સરી શયન-પ્રાંતે પિયુ કને:
ગઇ લજ્જા ચે તે લજ્જે ય દૂરઃ રાધા રસી રમે. ૯

( શાર્દૂલવિક્રીડિત )

"વ્હાલી ! તું વરમાળ અર્પીશ ગળે મ્હારે જ '-ધારી હરે
ત્યાં સમૂહ ઉરે હલાહલ પીધું ક્ષીરોદધિને તીરે."
વાતે વ્હાલસુ વાળી વાહી વિઘ એ સર્કાવી સાડી કળે
રાધાના કુચ-કોરકે દ્રગ રસી જોતા શ્રી દો કૃષ્ણ તે. ૧૦

इति श्रीजयदेवविरचिते गीतगोविन्दे राधिकामिलने " सानन्ददामोदरो "
नामैकादश सर्ग ।



## સરળ

# ગીતગોવિંદ.

## સર્ગ બારમો.

વસ્તુ – સખીઓ સીધાવ્યા બાદ શ્રીકૃષ્ણ ભગવાન રાધાને પેરે પેરે સમઝાવી તેમની સાથે ક્રીડા કરે છે. રમતી રમઝટમાં શ્યામાના શણગાર ફીટી પડે છે, ને વેણી સરી પડે છે તે સમારી મઈ કરવા તેમજ તે તે શણગારને પુન સાજવા અલબેલી રમમસ્ત રાધા કૃષ્ણ ભગવાનને વિનવે છે. શ્રીકૃષ્ણ પણ પ્રિયતમાની તે તે સર્વ મનોકામના પૂરી પાડે છે,–વેણી ગુંથે છે, ને શણગાર સજાવે છે.

( હરિણી )

ગઈ જ સખીઓ, રાત્રિ વાધી,–ક્રીડા સ્મર સાલવે,
પ્રગટી તનમાં તાલાવેલી, રતિ ઉલટી ઉરે:
અધીર દ્દગ એ હેરે સેજે સજી નવ પલ્લવે
રસીં રમવતી જોઈ વ્હાલી વદે હરિ તેહને. ૧

### પ્રબંધ પહેલો.

( રાગ ભીમપલાશ, તાલ ખેમટો, માત્રા ૬[1] )

રાણી! ત્હારે આધીન અનુચર છે આ આજ:
વિનવું, વિનવું! અવ માન! મ્હેરે લ્હેરત રસ–સાજ. ધ્રુવ.

---

૧. 'સઉ આનંદિએ આવ્યા અતિથિ હો આજ'–એ રાગમાં ગાઈ શકાય છે.



મણિ–અનુવટ આ પાય મેવ્ય સેવે તવ જેમ,
ચરણ–શરણ આ તવ શ્યામ સહુ વાતે ચે તેમ:
આવ, મેન્જ સુહવ સેવી લહુ લ્હાવ ભલો ભ્રાત: શા૦

તવ કામિની ! કર-પલ્લવે કરવા જતું સરસાઈ<br>
નૂતન કુંપળ-શયન આતું ચગદ ચરણે તવ ન્હાઇ:<br>
　પદ-પલ્લવે કર વૈરી-પરાભવ તું સખિ ! આજ. ૨૧૦

મણિ-અણુવટ આ પાય સેવ્ય સેવે તવ જેમ,<br>
ચરણ-શરણ આ તવ શ્યામ સહુ વાતે યે તેમ:<br>
　આવ, સેજ સુહન સેવી લહું લ્હાવ ભલી ભાત. ૨૧૦

કોમળ કેળ સમા પાવલીયા લાવ લલિત લાવ:<br>
સુકુમારી ! આવી દૂરથી; તવ ચર્ણ શ્રમિત લાવ:<br>
　શ્રમ પંથનો ઓળાંસી હરૂં: પાય એ પ્રિય લાવ. ૨૧૦

અમીધર શા મુખેથી વચન અમી શુ ઉચર મિષ્ટ<br>
શુભ રીતે, કે ટાળું આ પટ-અંતર ભલી રીત:<br>
　સ્તન-ફૂળથી કરાવે વિરહ શું એ વિરહ ક્યાંય? ૨૧૦

પ્રિયરંભને રસમસ્ત રસ-ઉર્મિએ ઉછળંત<br>
સ્તનાંબુજ અતિદુલંભ સખિ ! તવ આ પુલકંત;-<br>
　શીત સ્પર્શે સુખાળા અતિ એ ઉરે મમ સ્થાપ. ૨૧૦

દારૂણુ જો ! દહે આ દેહ વિરહ-અગ્નિ આગે;<br>
સુખ શાંતિ ય સંહારે: તું ય ભેલી લાગે:<br>
　પાઇ અધર-અમી લે ઉગારી અલબેલી ! શ્યામ. ૨૧૦

રસના-રવ ને કિલકિલ ધ્વનિ કંઠની લલકારી,<br>
કોકિલ-કલકલના કલબલે ય કર્ણ-કષ્ટ કારી,-<br>
　કર્ણ-કષ્ટ એ કટાવી સુખવ સત્વર સખિ ! આજ. ૨૧૦૭

હું–સુ વ્યર્થ સજી રોષ આ સંતાપો શરમાઇ
પડી ચોળીલાં તવ નેન અલિ ! જાય છે લોચાઈઃ
રતિખેદ ત્યાગી, રસીયાં એ રસવ રસે આજ. ૩।૧૦૮

રસભીંજી હરિ–વિનંતિ જયદેવે કર્યો ભાવે
રસિક–ઉરે રતિ–તરંગ–રંગ દો રસાવો હાવે;
। રસવો રંગે, એ રંગ હરિ–સંગે સુહો આજ. ૩।૧૦૯

( શાર્દૂલવિક્રીડિત. )

નિમેષે ય દશે દૃગો ય રસતાં, ભુજે ભીડી ભેટતાં
કંટે પુલક, હા ! પીતાં સુખ–સુધા સીત્કાર ચાલે ય જ્યાં,
ને ક્રીડા–રસ ચાખતાં રત–રણે જ્યાં હર્ષ–હેલી ઢૂંભે;–
તેવી રંગભરી મચી યુગલની શૃંગાર–લીલા ય તે. ૨

( શાર્દૂલવિક્રીડિત. )

બાંધી બંધ ભુજે, ભીંસી કુચ–ઘટે, નામી ય કેશે કસી,
રે ઘાયા અધરે રદે, જઘનથી ઝૂડયા ય, વીંધ્યા નખી,
ને મૂછર્યો અધરાસવે રસીં રણે રાધાજીએઃ તે છતાં
રીઝયા રંજર્યા કંથઃ કામગતિ છે રે ! વામ કેવી ય હાં ? ૩

( શાર્દૂલવિક્રીડિત. )

ત્યાં મારાંક–રતિ–રણે રસીં ચસી રાધાજીએ સંભ્રમે
કીધું સાહસ પ્રૌઢઃ દક્ષ પિયુસું પાડી રસી જીતવેઃ
ત્યાં તો થથરો જંઘ, બાંહ્યડી પડી ઢીલી, ઢળ્યાં નેન, ને
છાતી ફર્ફડીઃ પૌરૂષે કયમ કરી સિદ્ધિ સ્ત્રીની સંભવે?!! ૪



શ્યામ ! સુહવો સુહાગે !
    ગૌરવ ગજવી, રતિ રસવી,
        શ્યામ ! સુહવો સુહાગે.

( શાર્દૂલવિક્રીડિત. )

નેનાં જાય ઢળી, વિધુર મધુરૂં સીત્કાર કૈં કંઠવે,
જ્યોતિ દંતની ગૌર ઓષ્ટ ઝગવે, સ્મિતે રસતું રમે,
ઉચ્છ્વાસે ઉર ઉછળે, લખલખે હર્ષે ઢીલાં અંગ જે,-
ભુજે તે ભીડી તન્વીની મુખસુધા પીએ ચસી, ધન્ય તે. ૫

( શાર્દૂલવિક્રીડિત. )

તૂટી માળ, છુટી છટી લટ લળી, ડોળાઇ ઘેને દૃગે,
લાલી તાંબૂલની ફૂટી અધરથી, છાતી ઘવાઇ નખે,
ને સેરે ય સરી જ, પાલવ સર્યો: એ વિધ લાગી દૃગે
વ્હાણે રે ! પિયુ-ઉર વીંધીં ય દીધુ કંદર્પ-બાણે ય તે. ૬

( સ્રગ્ધરા. )

શિર્ષે વેણી વછૂટી, લટ સરી ય ફગે, સ્વેદ રેલે કપોલે,
ઓષ્ટે છે ડંખ બેઠા, સ્તનઘટ-કૂંચિથી હારી હારો તુટયા છે,
ને સેરે કયાં ગઈ છે સરી પડી: તદપિ અંગ રે'રંગ રેલી:
તે ઢાંકી અંગ હાથે નિરખતી સુતનુ-સ્રગ્ધરા લાજઘેલી. ૭

( આર્યા. )

એમ રતાન્તે રીઝયા રતિ-પરવશ રસબસ રસીયાજીને
રસ ઝીલી સંતર્પી, રતિઢીલી રાધા કે' વિનયે. ૮

**પ્રબંધ બીજો.**

( રાગ : ખેમટો, તાલ દાદરો, માત્રા ૪[૧]. )

શ્યામ ! સુહવો સુહાગે !
ગૌરવ ગજવી, રતિ રસવી,
શ્યામ ! સુહવો સુહાગે. , ધ્રુવ.

---

૧. "શ્યામ ઝૂલે હિંડોળા, કુન્જનબનમે-મધુબનમે, શ્યામ ઝૂલે હિંડોળા."-
એ રાગમાં ગાઈ શકાય છે.

# સરળ
# ગીતગોવિંદ.

## પ્રશસ્તિ.

( શાર્દૂલવિક્રીડિત. )

જે હ્યાં કૌશલ સંગીતે, અમીં ય જે ભક્તિનાં વિષ્ણુ ધ્યાને,
રિદ્ધિ જે રસરાજની ય રૂડલી, કાવ્યે ચમત્કૃતિ જે,–
તે જોવા ઉર લાગી રે'ય લગની, તો નંદના નંદની
લ્હેમાં લીન કવિનાં વાણી શ્રવજો **શ્રીગીતગોવિંદની.** ૧

( સ્રગ્ધરા. )

માધ્વી, શે વ્યર્થ શોચે?–અમધુર મધુ છે! શર્કરે, શર્કરા તું!
દ્રાક્ષે, તું ખાટી હા! હા! અમૃત, મૃત જ તું નીર શું ક્ષીર છે તું!
રો, તું રો, આમ્રા કાંતે, અધર ધર તલો–સ્પર્ધી કો ના શકે હ્યાં
રેલે શૃંગારસારે ભર્યું ભરછક આ **ગીતગોવિંદ** જ્યાં, ત્યાં. ૨

( ઉપજાતિ. )

દીપંત રાધાકુખ, ભોજપુત્ર, મહાકવિ શ્રી જયદેવનું ય
આ **ગીતગોવિંદ** રમો રસંત પરાશરાદિ – પ્રિયબંધુ – કંઠ. ૩

इति श्रीजयदेवविरचिते गीतगोविंदे प्रशस्तिः ।

समाप्तं चेद गीतगोविंदकाव्यम् ॥



## સરળ

# ગીતગોવિંદ.

## (ટીકા.)

## પ્રસ્તાવના.

૧ અત્રે સંયોગી તેમજ વિયોગી ઉભયને નિર્મળ કરનાર વર્ષાકાળના આરંભનુ "મેઘે આભ છવાયું."–એ પદથી સ્પષ્ટ સૂચન કર્યું છે આભથી અંધાર્યો આ અંધકારમા શ્યામવર્ણી તમાલની ઘટાનો ઘટ્ટ અંધકાર ઉમેરણુ કરે છે, ને તેમા વનની નિર્જનતા–આદિ વિશ્રામની અનુકુળતા અર્પે છે નંદરાજ પાસે શ્રીકૃષ્ણ અને રાધિકા ઉભય આ સમયે ઉભા છે વિલાસની આ અનુકુળતાના આકર્ષણે શ્રીકૃષ્ણની રાધિકા–ગત પ્રીતિ ઉત્કટાય છે, ને તેમના અંગે તે કારણે સાત્વિક રોમાંચ પ્રકટ થાય છે, અને તેવા તે વિશ્રામની લ્હાણુ લેવાને અંતરમાંથી ઉભરાતી ઉર્મિઓના તનમનાટે તે લઈક કંપે છે પરંતુ આ સાત્વિક રોમાંચનુ કારણ નંદજીના વાત્સલ્યભર હૃદયમા કંઈક બીજુ જ આવે છે તેઓને તો તેમા પુત્ર પ્રત્યેની તેમની અનહદ પ્રીતિને અંગે શ્રીકૃષ્ણની રાત્રિ–ભિરૂતાનુ દર્શન થાય છે, અને તેથી તે સમીપસ્થ ને શ્રીકૃષ્ણની પોતાની તેમજ પોતાના કુટુંબમા પોતાના વ્હાલ–સોયા સ્વભાવથી હળી–મળી ગયેલી વિશ્વાસપાત્ર રાધિકાને કૃષ્ણને સાચવીને ઘેર પહોંચાડવે આજ્ઞા કરે છે. આવી નંદની આજ્ઞા થતા જ તે પ્રેમી યુગલ પથે પળે છે પથે આવતી કુંજોમાં તે સાત્વિક રોમાંચનું બીજ સમય ને સ્થાનની અનુકુળતાના રસ–બળે અંકુરિત થઈ યુગલની લીલારૂપ વૃક્ષના ભાવે ફાલે–ફુલે છે. બાલસ્વભાવના મૌગ્ધ્યની અને ભીરૂત્વની શંકા શ્રીનંદરાજને આવે તે સ્વાભાવિક છે. વળી, શૃંગારરસના કાવ્યને આરંભે રસેશ્વર ને રાસેશ્વર શ્રીકૃષ્ણનુ મંગળાચરણ સર્વથા અત્રે ઉચિતજ છે. અત્રે ભક્તિ–શૃંગાર છે, ને તે દ્વારા'

વિની પ્રભુલીલામા જે તન્મયતા હતી, તેનુ અત્રે સ્પષ્ટ સૂચન થાય છે,–અને તેજ તેમની પ્રભુના ગુણ–ગાન કરવાની યોગ્યતાને સપૂર્ણ પ્રમાણે છે વિપ્રલભશૃગારની ભૂમિપર સભોગશૃગારની એમદ ભવ્ય ઈમારત ચણવાની કવિની ઈચ્છા અત્રે સ્પષ્ટ પ્રતીત થાય છે આભ= આકાશ વનભૂવનપ્રદેશ તમાલ=તમાલ નામે શ્યામપર્ણી વૃક્ષથી રાત્રિભીરૂ=રાત્રિએ બ્હીકણુ વિજન=નિર્જન. દ્રુમે–વૃક્ષોમા,– તેની ઘટામા માર્ગની=માર્ગ મળી આવતી લીલા=શૃગાર–લીલા યુગનની=શ્રીરાધા કૃષ્ણની ગજવી=ચક્રવર્તી સર્વશ્રેષ્ટ.

૨ અત્રે કવિતા અને વિલાસ ઉભય પરત્વે કવિની અભિરૂચિનુ સ્પષ્ટ પ્રદર્શન થાય છે અને તે સાથેજ શ્રીપ્રભુલીલાનુ ગુણ–ગાન કરવે તેમની જે ઉત્કૃષ્ટ અભિલાષા અને યોગ્યતા હતી –તે પણ પ્રતીત થાય છે વળી સરસ્વતીની નાનાવિધ રસ–સંપત્તિથી તેમના હૃદયનુ વિરાજવુ,–એ તેમની વિદ્યા–રસિકતા દર્શાવે છે, અને તે સાથે તેમની વિલાસરસિકતામાં વર્ધન કરનાર ને તેમા ઉદ્દીપન અર્પનાર હરહમેશ પ્રભુના ગુણગાન કરતી વખતે નૃત્યપરા ને સગીતપરા થઇ પતિની તેમજ પ્રભુની સેવા કરનાર તે પતિપરાયણા ને પ્રભુપરાયણા જયદેવ–પ્રિયા પદ્માવતીના સાનિધ્યથી તેવે સમયે કવિશ્રીનુ દિવ્ય દેખાવુ –એ પણ પરોક્ષ રીતે કવિની પ્રેમ–રસિકતાને પ્રકાશી પાડે છે સમૃદ્ધિ–વિભૂતિ. મુદ=આનદપૂર્વક સુરત–ક્રીડા–કેલિક્રીડા પ્રબધ=કાવ્ય

૩ આ કાવ્યના શ્રોતાને અધિકાર કવિ અત્રે કથે છે ભક્તિશૃગાર જેના હૃદયમા ઉભરાતો હોય તેજ આ કાવ્યના અધિકારી છે –એમ કવિ અત્રે જણાવે છે શુષ્ક ભક્તિ–કથન, અને માત્ર શૃગાર–કથન તો અન્યત્ર સ્તોત્રોમા તેમજ કામ–સૂત્રોમા પણ છેજ –પણ જે સર્વગ્રાહ્ય ઉભયનુ રસમય સંમીલન છે, તે તો અત્રેજ આ કાવ્યમા છે–બીજે ક્યાંયે નથી –એમ જણાવી ગીતગોવિંદની અત્ર શ્રેષ્ઠતા દર્શાવી છે રતિકથા=પ્રેમવાર્તા શ્રવવે=સાભળવાને. કવન=કાવ્ય. કોમળ–આ કાવ્યને એક ગુણ છે તે શબ્દની તેમજ કાવ્યબધની કોમળતા–અક્લિષ્ટતા દર્શાવે છે કાન્ત=આ પણ કાવ્યનો એક ગુણ છે તે તેની રમણીયતા અને

ગ્સમયતા પ્રમશે છે મધુર=કાવ્યનો આ વિશેપ ગુણ છે, તે શબ્દ તેમજ અર્થનું માધુર્ય—મીઠાશ જણાવે છે

૪ ગીતગોવિંદની શ્રેષ્ટતા દર્શાવતે આ કોઇ અન્ય કવિનુ ક્ષેપક પ્રશસ્તિ-સ્તવન જણાય છે પંડિતાઇ=ખોટી વિદ્વતા,-ટાણના શીઘ્ર=તત્કાળ. કૂટ-કવિતા=અટપગ જોડ ણા સદર્ભ=પ્રબધ માધુરી=માધુર્ય. ઉમાપતિધર, શરણ, ધોયી, ગોવર્ધન-આદિ કવિઓ શ્રીલક્ષ્મણસેન મહારાજાના રાજકવિ કવિના સમકાલીન હતા,-એટલુ તો એ શ્લોક ૫ થી પ્રતીત થાય છેજ

પ્રબધ પહેલો

આ પ્રબધમા સપ્રદાયના સિદ્ધાતને અનુસરી વિએ દશાવતાર-રૂપે પ્રભુની પૂર્ણ વિસ્તારની લીલાનો જશ ગાયો છે,-દશાવતાર-સ્તવન કર્યું છે ૧ પ્રલય-પયોધિ-જળ=પ્રલયકાલીન મહાસાગરના જળ સુખેન=સ્હેજે (મત્સ્યાવતાર) ૨ કચ્છપરૂપ=કૂર્મરૂપ (કૂર્મ-અવતાર) ૩ શૂકર-સ્વરૂપ=વરાહ-રૂપ. (વરાહ-અવતાર) ૪ ભમર કમળને છેદી શકતો નથીજ, છતાય અત્રે પ્રભુના કર રૂપ કમળે અસુરના શરીર રૂપ ભ્રમરને છેદી-ભેદી નાખ્યો -એમ કહી અદ્‌ભૂતતા દર્શી છે (નૃસિંહ-અવતાર) ૫ બટુ=વામનજી બલિ=બલિરાજાને પદ-નખ-નીરથી=પાદોદભૂત વિષ્ણુપદી ગગાના જળે અત્ર બલિરાજના પાતાળ નિવાસને ને વિષ્ણુપદી ગગાની ઉત્પત્તિને અનુલક્ષી આ કથન કર્યું છે. (વામન-અવતાર) ૬ ભાર્ગવરૂપ=ભૃગુકુળમા જન્મેના પરશુરામ રૂપ અત્રે જમદગ્નિના વધે ત્રિઃસાત જઈ પૃથ્વીને નક્ષત્રી કરનાર તેમના પુત્ર પરશુરામની કથાનુ અને તેમણે કુરુક્ષેત્રમા પિતાનું શ્રાદ્ધ કરવાને શત્રુના લોહીથી ભરેના કુડો નિપજા વાની કથાનુ અનુસધાન છે અત્યારે પણ એ કુડોના પ્રદેશ 'રામ-હ્રદ' ને નામે વિખ્યાત છે (પરશુરામ-અવતાર) ૭. અનિ=અનિલન રાવણરૂપ-રઘુકુળમા જન્મેન રામ-સ્વરૂપ. (રામ-અવતાર) ૮ હળધર-રૂપ=બળભદ્ર-સ્વરૂપ એક વખત વૃદાવનમા વારુણી પીને ગોપીકાઓ સાથે વિહાર કરતા બળભદ્રજીએ જનક્રીડાને અર્થે કાલિન્દીને બોલાવી પણ કોઇક ગાડા-ઘેનાના એ પ્રલાપ છે, એમ

સમજી 'કાલિંદી ત્યાં ન આવી. પણ તેથી તો રીસે ભરાઇ બળભદ્રે તેને પોતાના હળના અગ્રભાગથી બળાત્કારે ખેંચી;–ખેંચાઈ તે તેમને શરણે આવી:–એ પુરાણકથા તો સર્વજ્ઞાત છે. (બળભદ્ર–અવતાર.) ૯. સદય–હૃદય=દયાભર હૃદયે. અત્રે બુદ્ધાવતારની લીલાને અનુલક્ષી છે. (બુદ્ધાવતાર.) ૧૦. કુટિલ=વાંકું. (કલ્કિ–અવતાર.) ૧૧. દશવિધ–રૂપ=દશ અવતારધારી શ્રીકૃષ્ણ ભગવાન.

૫. અત્રે પણ પ્રભુના તેજ દશ અવતારનું ટુંકમાં નિરૂપણ છે.

**પ્રબંધ બોલો.**

કવિ–સંપ્રદાયને અનુસરી વિઘ્નરૂપ આપત્તિને દૂર કરવા કવિ અત્રે નમસ્કારાત્મક કૃષ્ણ–સ્તવન કરે છે. ધ્રુવપદ કૃષ્ણ પ્રત્યેની કવિની અતિ પ્રીતિને દર્શે છે ૨. મન–માનસ–સરમા=મન રૂપી માનસ–સરોવરમાં. ૩. વિષધર=નાગ. સરોજ=કમળ. ૫. લોચન=નયન. અમલ=નિર્મળ ૬. રામ અને કૃષ્ણ તે એકજ,–એવી કવિની પ્રતીતિનું આ કથન છે. દશગ્રીવ=દશ મસ્તકવાળો. ૭. જળધર=મેઘ મદર=મદાર પર્વત. શ્રીમુખ ચંદ્ર–ચકોર=લક્ષ્મીજીના મુખચદ્ર પ્રત્યે ચકોર રૂપ; લક્ષ્મીજીના મુખચંદ્રનું અહોનિશ પાન કરવે જેને ટહે લાગી છે તેવા ૮. શરણાગત=શરણે આવેલા.

૬. સભોગ–શૃગારનુ આ પદ અંતમાં મૂકીને કવિ આશીર્વાદ અર્પી મર્ગની સમાપ્તિ કરે છે, અને સાથે માથે સભોગ શૃગારથીજ આ વિલાસ–પ્રધાન કાવ્ય સમાપ્ત થનાર છે,–એમ પણ અત્રે સૂચવે છે.

## સર્ગ પહેલો.

અત્રેથી કાવ્યનો આરંભ થાય છે. વસંતઋતુની વિલાસને અનુકુળ અને કામોદ્દીપક સામગ્રી રાધાના હૃદયમાં કૃષ્ણ–રતિ રેલવી પ્રભુના પ્રત્યે તેમને વિરહ–વ્યાકુળ કરે છે· અને તે વિરહના બળે કઈક ઢીલા–બ્હીના ને શિથિલ થયેલાં હોવા છતાંય રાધિકાજી કૃષ્ણને કુંજે–કુંજે ખોળવા નિકળી પડે છે. એટલામાં તેમની એક સખી તેમને મળે છે. પાત્રો પણ બરાબર અત્રે ગોઠવાઇ જાય છે. વાસંતી=મોગરાની વેલ.

ભામા=સુંદર સ્ત્રી. ભીષણ=ભયંકર. આગી=આગી (ધારવા પ્રમાણે આ શબ્દનો પ્રયોગ 'આગ' નામ ઉપરથી ક્રિયાપદ "આગવુ"–એમ નવતરજ કરેલ છે) ચટપટી=તનમનાટ. તદા=તેવે સમયે. સહચરી=સખી

## પ્રબંધ પહેલો

અત્રે વસતઋતુનું વર્ણન છે, અને તે સાથે કુજવિહારી શ્રીકૃષ્ણના સૌભાગ્યનુ પણ સૂચન છે એ માર્ગે રાધિકા–સખી રાધિકાને વિલાસ–પથે પ્રેરે છે,–ભોગવિલાસની લ્હાણ લઈ જીવનને સાર્થક કરી લેવા સખીને પ્રબોધે છે. આરત=મનોગ્ય. ૧. રતિ રેલે=ક્રીડારસના રસપ્રવાહના પૂર પ્રેરે છે. ગતિ–રમણી=કામદેવની સ્ત્રી રતિના જેવી સુંદર ગોપ–વધનાઓ નટવર=નટરાજ શ્રીકૃષ્ણ વિરહ–વિધુર=વિરહથી વ્યાકુળ અસુ=પ્રાણ અટવાવે=ગુંગળાવે છે ૨ મલયાનિલ=મલય પર્વત પરના ચંદન–સ્પર્શે સુગંધિત થયેલા પવન. સેવી=સુવાસ ગ્રહીને 'મૃદુ'–પદ કામોદ્દીપન તત્ત્વનુ પ્રેરક છે. કુજ–કુટિર=કુંજોમા આવેલ પર્ણ–કુટી. ૩ મદન–મીણી=કામદેવની નીશાનો જાણે મીણો ચઢયો હોય તેવી,–કામપરવશ સ્મર–ઝૂલે=કામદેવના હિંડોળે. ૪ પટુ=તીવ્ર પરિમલ=સુગંધિ સાહી=ગ્રહણ કરીને કિંશુક=પલાશ–પુષ્પ દારે=વિદારે છે, ચીરી નાખે છે. ઉર લાવી=આ બીના હૃદયમા ઉતારી સમજીને શિલિમુખ=[1] ભ્રમરા, [2] બાણ પાટલ=પાટલ–પુષ્પ સ્મર–આયાત=કામદેવના બાણ ધાનરાતુ બાણુ. વિલાસે=ચેષ્ટા કરે છે કરુણ તરુણ=[1] નવના કરુણ–પુષ્પ [2] દયાન્વિત તરુણ જન –અરે, આ વસંતની કામોદ્દીપકતા વૃદ્ધ જનોને પણ ઉન્માદે છે, તે પણ તેના બળે નિર્લજ બની તેને હીંડોળે હીંચે છે –એમ તરુણીની વૃદ્ધો પ્રત્યેની કંઈક દયા–ભાવનાનુ અંતર સૂચન છે કેતક=કેવડો ૮ પુલક=રોમાચ મુકુલ=કળિઓ રસાલે=આંબાપર અતિમુક્તક=મોગરાની વેલ

૨ અરે વસંતના વાયરા પણ વિરહી જનને સતાવી સંતાપે છે,–એનુ અત્રે વર્ણન છે મલ્લી=મલ્લિકા–લતા પુષ્પ–રેણુ=પુષ્પ–રજ પટવાસ=સુગંધિ–દ્રવ્ય કાનને=વનમા વિતનુના=અનંગી કામદેવના કેતકી–ગંધ–

બંધુ=કેતકીની ગંધ ગ્રહણ કરીને પવન વાતો હોવાથી તેનો બંધુઃ

૩. મલયના અનિલ પણ તેવાજ દુઃખદ ને સંતાપકર છે,-તેનું અત્રે વર્ણન છે. ભલે...સદા=મલય પર્વતપર ચંદન વૃક્ષ ઘણાં છે, અને ચંદનવૃક્ષ સર્પનું નિવાસ-સ્થાન છે,-એ ભાવનાને વિકસાવી સર્પના ઝેરથી ઝેર-મય થઈ ગરમ થઇ ગયેલા પવનો પોતાની જાતને શીતળ કરવાને મલય પર્વતનો ત્યાગ કરી હીમાચળ પર્વત ભણી જાય છે,-એમ પૂર્વાર્ધમાં કહ્યું. રસાળ-મોર=આમ્ર-મોર. મુક્તસ્વરે=સંકોચહીન ખુલ્લા અવાજે.

૪. આ વસંત ઋતુમાં સર્વત્ર પ્રેમનું ગુંજન થાય છે, ને તેવું ગુંજન વિરહીને સુખ આપવાને બદલે સતાપે છે. સંતપ્ત પથિકો પ્રિયજનથી દૂર દૂર હોઈ બિચારા કરે પણ શું ?-તેઓ મનમાં ને મનમાં પરણી, લગ્ન-લ્હાવ લઇ તેવી રસસમાધિમાં મગ્ન થઇ પોતાના દિન મહા મહા કષ્ટે ક્રમે ય કાઢે છે,-એમ દર્શાવી ચતુર સખિ રાધિકાને કૃષ્ણ-સંગ સાધી સુખી થવાનું સૂચવે છે. લુબ્ધ=લોભી; દાઢ ચખેલા. અલિ=ભ્રમરા. અંકુરે=અંકુર-ગુચ્છ પર. પંચમ સ્વરે=સુરિલા ઝીણાસ્વરે. સરખવોઃ-

वायुः समुद्गतो नाभेरुरोहृत्कण्ठमूर्धसु ।
विचरन् पञ्चमस्थानप्राप्त्या पञ्चम उच्यते ॥ — મત્ત કોયલ

ટૌકે છે,પણ તે ટૌકા તો વિરહી જનનાં ઉર વીંધી નાંખે છે,-એવો અત્રે ભાવ છે. રસે ઉલ્લસી=ક્રીડારસ ચાખી કંઇક ઉલ્લાસમાં આવી જઈ.

૫. આમ કામોદ્દીપક આ વસંત ઋતુની દુઃખદતા અને સુખદતાનું કંઈક વર્ણન કરી થોડે છેટે અન્ય ગોપલલનાઓ સાથે રમતા શ્રીકૃષ્ણ બતાવી ચતુર સખી રાધાની વિલાસ-સ્પર્ધા જગાડે છે, તેને ત્યાં જવા તલસાવવા પ્રયતે છે અને સાથે સાથે પ્રભુની અલૌકિક લીલાની અથશ્રીનો પણ આરંભ કરે છે. મુરારિ=શ્રીકૃષ્ણ.

## પ્રબંધ બીજો

અત્રે કૃષ્ણની એક નૃત્ય-લીલાનું વર્ણન છે. રતિકેલિ=રતિ=ક્રીડા. નીલાંગે=ઘનસ્યામના શ્યામ અંગ પર. મલયાગર=સુગંધિ દ્રવ્ય.

નટિ=કેડ. ૨. પીનસ્તની=સ્થૂલ સ્તનવાળી સ્ત્રી. ૩. એકી ટમે=અભીટ રીતે. ૪. નિતંબવતી=મોટા મોટા થાપા વાળી સ્ત્રી. પુલકિત=રોમાંચિત. દુકુલ=વસ્ત્ર. ૭. વામા=આડી સ્ત્રી

૬. વસંત કામદેવની સખી કહેવાય છે: તેનું રાજ્યારોહણ થતાં કામદેવ મહોત્સવ કરે છે, અને એ મહોત્સવમાં વિલાસી શ્રીકૃષ્ણ પણ શૃંગારરસના અધિષ્ટાતા હોઇ ભાગ લેઇ તે 'આનંદમાં વધારો કરે છે. સખિ ! તું પણ શ્રીકૃષ્ણની ઉર-ભ્રાન્તિની પૂતળી છુ,-તો તારે પણ આ સમયે અળગા રહેવું એ ઘટિત નથી;-એ ભાવનાનું અત્રે સ્પષ્ટ સૂચન છે. તોષી=સંતોષી. રે.........ક્રીડે=જાણે અનંગી કામદેવ અંગ ધારણ કરીને આ વસંત ઋતુમાં જાતે જ ખેલતા હોય, તેમ શ્રીકૃષ્ણ પણ અત્રે આ સમયે ખેલી રહ્યા છે. મધુરતે=વસંતઋતુમાં. હરિ=શ્રીકૃષ્ણ. "હરિ ક્રીડે"-એ શબ્દોથી વૃત્ત પણ 'શાર્દૂલવિક્રીડિત છે,-એમ સૂચવ્યું છે.

૭.'ભગવાનને વ્હાલી શ્રુતિ-ગોપી છે,ને શ્રુતિ-ગોપીને વ્હાલા ભગવાન છે.'-એવા ગર્ભિત અર્થથી અત્રે ભગવદ્‌ભક્તની શ્રદ્ધા-ભક્તિને કવિ પોષી આશીર્વાદ-રીતિએ સર્ગની સમાપ્તિ કરે છે. ભ્રૂ-લતિકા=ભમ્મર શી નાજુક વેલડી.ભાવોર્મિ=પ્રેમની છોળો.ફગત=ફગફગતા.બાહુમૂલથી=બાહુના મૂલપ્રદેશમાંથી. ભાવતી=હૃદયમાં ઉતરી જતી. ચિંતવતા=ધ્યાને ધરતા. રસેશ્વર=રસસ્વરૂપ શ્રીકૃષ્ણ રતિ=કૃષ્ણ-રતિ. અત્રે કામશાસ્ત્રમાં જેને કામેઙ્ગિત, કામચેષ્ટા કહે છે,-તેમાંના એક ચેષ્ટા-પ્રકારનું અત્રે કથન છે. સરખાવો:-

नाभीमूलकुचोदरप्रकटनव्याजेन यद्योषिताम्
साकाङ्क्षं मुहुरीक्षणं स्खलिततता नीवीनिबन्धस्य च ।
केशप्रशनसयमौ च कमितुर्मित्रादिसद्दर्शनैः
सौभाग्यादिगुणप्रशस्तिकथनैस्तत्सानुरागेङ्गितम् ॥-રસિકસર્વસ્વ.

અત્રે દામોદર શ્રીકૃષ્ણના આનંદ-મહોત્સવનું વર્ણન છે, તેથી સર્ગનું નામ પણ, 'सामोददामोदर' રાખ્યું છે.

## સર્ગ બીજો.

૧. અન્ય ગોપલલનાની સાથે શ્રીકૃષ્ણને રમતા નિરખીને રાધા અસૂયાથી બળે છે; પણ તે ઉત્તમ પાત્ર હોઈ તેમની સ્વભાવસિદ્ધ ધૃતિ અસૂયાને ક્યાંક દબાવી દે છે, ને જે કુંજમાં પ્રથમ શરદીય રાસક્રીડા તે રમ્યાં હતાં સાંજ ફરતાં ફરતાં આવી પહોંચતાં ને તેનું દર્શન થતાં જ તે સમયના તે તે પ્રસંગો અત્યારે તેમની સ્મૃતિપટ પર તરી આવે છે, ને તેથી તે ઢીલાં-ઢીલાં થઇ જાય છે; પ્રભુ પ્રત્યેની તેમની સ્થાયિ રતિનો દીપક ઝળહળ જ્યોતે ઝળકી ઉઠે છે. પ્રસંગ-સ્મરણ પુનઃ તેમને પ્રભુના પ્રેમપથે પાળે છે, ને તેના પરિણામે સમીપસ્થ પ્રિય સખીને તે દીલ ખોલીને પોતાની તત્કાલીન અવસ્થા વર્ણે છે. સમ-ઉર=સરખા દીલના. ફુંપદ=સ્વાભિમાન. ઈર્ષ્યા-ક્લિષ્ટા=અસૂયાથી બળી જતાં. લપી=લુપાઇને. સખી=સરખી.

### પ્રબંધ પહેલો.

પૂર્વે કથેલ પ્રસંગની રાસલીલાનું અત્રે વર્ણન છે. ૧. અધરસ્ત્રવી=અધર પરથી ઝરતી. સુધા=અમૃત. વાતાતા=બજવતા હતા. શેખર=મણિ-મુકુટ. ચંડક=એક પ્રકારનું નખલાના આકારનું ભાલ-ભૂષણ. ૨. મોર-મુકુટ=માથે જેમણે મયૂરપિચ્છનો મુકુટ ધારણ કર્યો છે તેવા. ચારૂ=સુંદર. ૩. તેજે=તેજથી. તિમિર=અંધકાર. ૪. જળધર=વાદળાં. શ્રેય=કલ્યાણ. ૫. અધીર=ચુંબન અર્થે અધીરા બનતા. ૬. પુલકિત=રોમાંચિત ભામિની=સુંદર સ્ત્રી. પ્રૌઢ=સ્થૂલ. રૈંમ=દયા. ૭. લળી લળી=નમી નમી. શમવી=શમાવી. નેહ-સલુણે નેને=પ્રેમની ઝળકને લઇને મધુરી મિષ્ટ લાગતી દષ્ટિએ.

૨. અત્રે અસૂયા શાંત પડી ગયે અને ઉપરના પ્રસંગ-સ્મરણથી કૃષ્ણ-રતિ ઉલટયે રાધિકાની કૃષ્ણ પરત્વેની ઉત્સુકતા ઉછાળા મારી ઉઠે છે,-તેનું અત્રે વર્ણન છે. ના રોષે=રીસ કરતી નથી. તોષે=પ્રભુમાં પૂર્ણ સંતોષ ભાવ હોવાને લઇને. ધવે=પ્રિયતમના પ્રત્યે.

## પ્રબંધ બીજો.

ઉપર દર્શાવેલ ઉત્સુકતા-બીજ અત્રેના પ્રથમ-સમાગમના સ્મરણ-રસે ફાલે-ફળે છે, અને તેને પરિણામે કૃષ્ણ-મિલન-અર્થે રાધાના હૃદયને તે તલપાપડ કરી તેની પાસે તેવી યાચના કરાવે છે. તેમના શરદીય પ્રથમ સમાગમને અવલંબની તેમની પ્રેમગીતાની સ્મૃતિના પંથે દર્શન દેતી અત્રે અથથી છે. ૨. આકર્ષ્યું=ખેચ્યું. ઉર-સ્થામે=પ્રાણાધારે. અત્રે નાયકની કામકળાની કુશળતા દર્શી છે. ૪. અલસે=ઘેનમાં. ૫. કામકળા=કામશાસ્ત્રનાં સૂત્રોમાં દર્શેલ કામકળા. કામશાસ્ત્રમાં દર્શેલ કામસૂત્રોને પણ ક્યાંક ફેંકી દીધાનું જણાવી કવિ અત્રે કૃષ્ણનો રાગાતિશય સૂચવે છે. અત્યાર સુધીમાં ૩, ૪ અને ૫ ચરણમાં નીરક્ષીર જાતીય આલિંગન, સમોષ્ટ અને લાલાટિક જાતીય ચુંબન, સ્તનિત જાતીય સીત્કાર,-આદિ સાત પ્રકારનાં વાત્સાયન-મતે બાહ્યરત વર્ણ્યાં છે. એથી રાગમાં અભિવૃધ્ધિ થાય છે.

૬. આ ચરણમાં ભ્રામરિક તેમજ ગ્રામ્ય જાતીય વિપરિત-રતનું વર્ણન છે. ૭. રસઝીણાં=પ્રેમની ખુમારીમાં કંઇક સ ડોવાયેલાં.

૩. અત્રે ભૂતકાળનું ચિત્રપટ દૂર થઈ તેને સ્થાને વર્તમાનકાળનું ચિત્રપટ ખડું થાય છે. સ્વનજરે જોયેલ પ્રિયતમના આંતર ભાવનું આનંદભર હૃદયે રાધિકા અત્રે નિરૂપણ કરે છે. વ્હીલે=ચોભીલા પડી ગયેલ. છણકી=તરફેડા-ભરમોડા કરતી.

. ૪. આમ એક બાજુ પ્રભુ પ્રત્યેની રાધિકાની અનન્ય રતિ ઉલટેલી આપણે જોઇ, અને ઘડીભર તેનેજ પરિણામે તેમને આનંદ અને હર્ષમાં .પણ તનમનતાં જોયાં : પણ બીજી બાજુ તેનેજ લઇને તેજ કારણે ને તેજ અર્થે જન્મી વધી જતી તેમની વિરહ-વ્યાકુળતા પણ જોવાની રહી,-તે વિરહની અસહ્ય પીડાનું અત્રે નિરૂપણ છે. શીળી=[1]ઠંડી; [2]સુશીલ. સ્હારે=વીંધે છે. અલિની=ભ્રમરી. કલકલે=ઘોંઘાટથી. રસાળે=આમ્રવૃક્ષ પર. મુકુલ=મ્હોર. અશોકે=આશોપાલવ પર. શિખરિણી=અણીયાળી.

૫. પ્રેમીના હૃદયમાં પ્રેમ, વિલાસીના હૃદયમાં વિલાસ, ભાવિક-ભક્તોના હૃદયમાં ભક્તિ, અને દુષ્ટ ને દ્વેષીના હૃદયમાં ત્રાસ પ્રગટાવનાર

શ્રીકૃષ્ણ ભગવાન તમારૂં રક્ષણ કરો."-એમ દર્શી શ્રીકૃષ્ણની અત્રે અદ્દભૂતતા અને અલૌકિકતા વર્ણી છે: અને તે સાથે આશીર્વાદથી સર્ગની સમાપ્તિ પણ સાધી છે. મુખપદ્મ=મુખ-કમળ. મધુપ=ભ્રમર. હર્ષોદધિ=આનંદ-સાગર. અમીનિધિ=ચંદ્ર. ક્રવ્યાદના=રાક્ષસોના.

એ રીતે અત્રે શ્રીકૃષ્ણ-સમાગમને રાધાના કલેશનો ટાળક કથ્યો છે, તેથી આ સર્ગનું નામ 'अक्लेशकेशव' રાખ્યું છે.

## સર્ગ ત્રીજો.

૧. ભક્તાધીન ભગવાન પ્રેમભક્તિને વશ થઇ રાધાના પ્રેમ-પાશમાં બંધાય છે, ને તે તેજ ભાવે રાધાને મળવા આતુર બની, ગરવી ગોપિકાઓનો ઘડીમાં ત્યાગ કરી " રાધા ! રાધા ! "-હૃદયથી રટતા તેમને શોધવા નિકળી પડે છે. ગોપિકાઓનો ત્યાગ રાધા પ્રત્યેની તેમની અપૂર્વ પ્રીતિને અવલંબે છે. બદ્ધ=બંધાયેલા. મુરારિ=શ્રીકૃષ્ણ.

૨. અત્રે ઔત્સુક્ય, દીનતા, ચિંતા અને વિષાદનું સંમીલન છે. વિધુર-ઉરે=બેહાલ બનેલા હૃદયે. સોસંતા=પશ્ચાતાપ કરતા.

### પ્રબંધ પહેલો.

કુંજમાં ગયા બાદ શ્રીકૃષ્ણજીની વીરહના વેગે વધતી જતી ઉન્મત્તતાનું અને તેને અંગે થતા પ્રલાપનું અત્રે વર્ણન છે. અત્રે આવેગ નામે સંચારી ભાવ છે, વિષાદની છાયા છે. ૧. દારા=વ્હાલી પ્રિયા. હત-આદર=જેનો આદર સત્કાર ' નથી થયો તેવી. રીસી=રીસાયેલી. વ્રજયુવતીમાં=યુવાન ગોપીકાઓમાં. રસે=રસભેર વારી=અટકાવી. ભય='હું એને બોલાવવા જઈશ તો મ્હને અપરાધીને તે'અપમાનશે.'-એવા ભયથી. દોષે='તેને ત્યાગી હું જ અન્યના સંગે રમું છું."-એમ ધાર્યે સમજાતી પોતાની ભૂલથી. ૨. દીર્ઘ=લાંબા. પ્રચૂર=અતિશય. ૩. હૃદય-જડી=હૃદયમાં જડાઇ ગએલી. અશ્રુ-ધારા=આંસુડાની ધારાએ. શ્રીકૃષ્ણજીના હૃદય-પટ પર રાધા-મૂર્તિ તરી આવે છે, તેને રમાડતાં તે ઉન્માદને વશ થાય છે,-તેનું અત્રે વર્ણન છે. ૪. સહસા=એકાએક. પરિરંભન=આલિંગન.

જીવનધારા=જીવનને અમર કરનાર અમૃતધારા. હૃદયપટ પર તરી આવેલાં રાધિકાજીને આવજાવ કરતાં કલ્પી-નિહાળી શ્રીકૃષ્ણ અધીર બને છે ને ઉન્માદવશ હૃદયે તેમના પરિરંભન અર્થે વલખાં મારે છે,- તે દર્શાવી તેમની અત્રે ઉત્સુકતા વર્ણી છે. ૫. છળાઈ=ચિલ્લાઈ જઈને. શી વિધ=શા પ્રકારે. રાધિકાજી ત્યાં આવજાવ કરે છે, છતાં તેમને પારરંભન આપતાં નથી,-તેનું કારણ કલ્પતા શ્રીકૃષ્ણના ઉન્માદની અત્રે ઉત્કૃષ્ટતા દર્શી છે. ડ.લક=વાંકો. ભવાં=ભમ્મર.રાતુ=ક્રોધથી રાતુંપીળું. પદ્મ જ=ખરેખર કમળ જ. ભમંત=ભમતા. અત્રે ઉન્માદની અત્યુત્કૃષ્ટતા દર્શી છે. પ્રથમ પ્રિયાનું રોષે રાતું મુખ જુએ છે. પણ અનુરક્ત જનમાં અનનુરક્તતા આવી શકેજ નહિ,-એવા કંઇક વિચારે તેમની ઉન્માદ-અવસ્થા તે હૃદય-પટ પરની મૂર્તિને સત્વર દૂર કરે છે, ને તેને બદલે ત્યાં ભ્રમરે છવાયા એકાદ પદ્મની ઝાંખી અર્પે છે. ૭. મન્મથ-મારે=કામદેવના મારથી. ગયા ચરણનુ 'સખિ' પદ તેજ ઉન્માદ અવસ્થામાં પદ્મ-ભ્રમને દૂર કરી પુનઃ રાધાની મૂર્તિ કૃષ્ણના હૃદય પટ પર ખડી કરે છે. આ મૂર્તિને નિહાળતા શ્રીકૃષ્ણ અત્રે પોતાની દીનતા પ્રકાશે છે, અને અંતમાં આ દીનતાનો આવિર્ભાવ તેમની ઉત્સુક્તામાં પરિણમે છે. ૮. કિન્દુબિલ્વ= કવિ જયદેવનું જન્મસ્થાન. પ્રભુપર=પ્રભુપરાયણ દુર્વહ=અસહ્ય "રસ-સાગર શા કિન્દુબિલ્વમાં"-એ પદમાં જયદેવ કવિના કાવ્યમાંથી વ્હેતા· રસ-પ્રવાહનો નિર્દેશ છે.

૩. પ્રબંધના અંતમાં જે " મન્મથ-મારે રીબાઉં. "-એ પદ મુક્યું છે, તેનું અત્રે વિવેચન છે. શ્રીકૃષ્ણની ઉન્મત્તતાનું અત્રે નિરૂપણ છે. કામદેવ·અને મહાદેવજીના વેરને અનુલક્ષી આ ઉક્તિ છે. મહાદેવના કંઠે હળાહળ વિષની શ્યામતા છે, ઉર પર વાસુકિ નાગ છે, અને અંગે ભસ્મ છે; તેમ અત્રે વિરહને લઇ શાંતિને અર્થે શ્રીકૃષ્ણે પણ કંઠે નીલરંગી કુવલય વીંટાળ્યાં છે, ઉર પર કમલની માળાઓ ધારણ કરી છે, અને અંગે ચંદન ચર્ચ્યું છે. આથી કામદેવ શ્રીકૃષ્ણજીને મહાદેવ સમજી તેમને મારવા મચે છે,-એવું કલ્પતા શ્રીકૃષ્ણની આ ઉન્માદવશ ઉક્તિ છે. 'હેરે'-પદ 'હું તો અત્યારે પ્રિયા-રહિત છું', ને મહાદેવજી

તો હમેશા પ્રિયાની સાથેજ રહે છે, માટે કામદેવ, ત્હારી અત્રે ભૂલ થાય છે'–એવા ભાવનુ અત્રે સૂચન કરે છે

૪ અત્રે પણ શ્રીકૃષ્ણની ઉન્મત્ત અવસ્થાનુજ વર્ણન છે ચાપે=ધનુષ્ય પર. અર્પ=ચઢાવ ક્રીડના=ખેલતા લીલામા ને લીલામાજ હરિણીના=હરિણાક્ષી પ્રિયાના મનોજ=મનમાથી જનમેલ, કામદેવ

૫ અત્રે પણ તેજ ઉન્મત્ત અવસ્થાનુ નિરૂપણ છે શ્રીકૃષ્ણજી કલ્પે છે કે,– અગ રહિત અનગ તે વળી કેવી રીતે બાણ ફેકી શકે ? અરે, તેવા તે બાણથી ઘાયલ કરનાર કામદેવ તો નથીજ, તે તો કોઈક અન્ય,–મ્હારી પ્રિયાજ છે ' તેમની આખી ઇમારત આ કલ્પનાના પાયા પર છે ભ્રૂ–ધનુ–ભમ્મર રૂપ ધનુષ્ય. જયા–ખર્પરપાની=ખર્પરપાણિ, એટલે મહિસાસુરનો વધ કરવા પ્રગટેલી શક્તિએ તો દેવોના પ્રચડ આયુધોની મદદથી અસુરનો સહાર કરી જગને જીત્યુ હતુ પણ આ તો કામદેવના સ્વલ્પ ને સુકુમાર આયુધની પણ મદદે જગને જીતવા શક્તિમતી છે,–એમ દર્શાવવા અત્રે રાધામા શક્તિનો આરોપ કર્યો છે, ને એમ ધારીનેજ કામદેવે તેને પોતાના આયુધ આપ્યા, એમ કહ્યુ છે

૬ રાધાનાજ ધ્યાનમા મગ્ન બનેલા શ્રીકૃષ્ણ એ રીતે પ્રિયાનાજ વદનને ધ્યાનસ્થ લઇ પ્રિયામા રસે છે પુન પણ રાધાની સર્વાગ સુદર તે મૂર્તિ તેમની આગળ તરી આવે છે પણ તે હવે સુખ આપવાને બદલે દુ ખ દે છે,–તે નિહાળી તે તે સુખ–દુ ખના કારણ–અમાગણ કલ્પવા જતા ઉન્મત્ત–હૃદય શ્રીકૃષ્ણના આ દીન વચન છે તલ્પી=ઉછગી સુવૃત્ત=૧ બરાબર ગોળ ૨ સુશીલ.

૭ પ્રિયાના અગ–સમાગમના અને આ રીતના સકલ્પ–સમાગમના સુખમા જરા પણ ફેર દેખીતો તો નથીજ વળી તે તે ભોગ–વિલાસની લ્હાણ લેવા ઉપરાત મન પણ સમાધિ સાધી પ્રિયામાજ રસી વસી પડ્યુ રહે છે–ઘડીનોય વિરહ નથી તો પછી આ વિરહ–વ્યાધિ કેમ શાને વધે છે,–એ પ્રકારે કૃષ્ણની ઉક્તિમા તેમની મુગ્ધના દર્શી છે પચેન્દ્રિયના અત્રે દર્શાવેલા પચ તૃપ્તિ–સાધન સ્થાને છે સરોમ=રોમાચભર. મુખામ્બુજ–સુવાસ=મુખ–કમળની સુગધિ ઉમગકી=લ્હાવલેઇ, ઉમગથી

ભરી. સૂક્તિ=મીઠાં મૃદુ વચન. સુધા ખાણ=અમૃતનાં નિધાન. માધુરી=અમૃત.

૮. રાધા-કૃષ્ણની પ્રીતિની પરાકાષ્ઠાનું અત્રે વર્ણન છે. સંપ્રદાય પ્રમાણે આ સર્ગની સમાપ્તિ પણ અત્રે આશીર્વાદથી થાય છે. રમા=રૂપવતી સ્ત્રીઓ. રાસેશ્વર=રાસના અધિષ્ઠાતા શ્રીકૃષ્ણ. રાગાંધ=પ્રેમાંધ. રાસેશ્વરી=રાસની અધિષ્ઠાત્રી શ્રીરાધિકા. સુધા=અમી. મિષે=બ્હાને. અનેરૂં=મુગ્ધ, મધુરૂં ને મંજુલ.

આ સર્ગમાં મુઝવણમાં પડી મધુસૂદન શ્રીકૃષ્ણને મુગ્ધ થઇ ગયેલા વર્ણ્યા છે, તેથી આ સર્ગનું નામ " मुग्धमधुसूदन "-રાખ્યું છે.

## સર્ગ ચોથો.

૧. રાધા ને કૃષ્ણનો સંયોગ કરાવવાને ઉત્સુક બનેલી નિસૃષ્ટાર્થ દૂતી અત્રે હવે વનમાળી પાસે જઇને રાધાની વિરહ-વેદનાનું તેમના આગળ વર્ણન કરે છે.

### પ્રબંધ પહેલો.

રાધાની વિરહ-વેદનાનું અત્રે કરૂણાપૂર્ણ વર્ણન છે. મનમથ=કામદેવ. ભીતર=અંતરમાં. તમલીન=તમારામાંજ તલ્લીન. સનાથ બિચારી=પ્રભુ સરખા પતિ માથાના મુકુટ હોય છતાં ય વિરહે દુઃખિત થઈ લાચાર બનેલી. ૧. વર્જે=ત્યાગે છે,નામ પણ લેતી નથી. તર્જે=ધિક્કારે છે. સર્પ-સદન=સાપનાં જ્યાં ગૃહ છે તેવાં. વિષમય વિષમ વિકારે=ચંદન પર સાપ રહે છે, અને તેના ઝેરથી અતિશય દુસહ્ય થતાં વિકારભર. ૨. વિરહ-જ્વાળાની શાંતિને અર્થે કરેલા શીતળ ઉપચારનું અત્રે વર્ણન છે. 'તમ રક્ષણ કાજે'-એ પદ આ અવસ્થામાં પણ તે તમને ઘડી પણ ત્યાગતી નથી,-એમ પરોક્ષરીતે રાધાપ્રીતિની પૂર્ણતા કૃષ્ણના હૃદયમાં સ્થાપવે દૂતીની ઉક્તિ છે. કવચ=બખ્તર. વિપુલ=વિશાળ. સજળ=સ્વભાવિક રીતે શીતળ કમળ-પત્રને વધારે શીતળ કરવાને ભીંજવેલ.-આથી તેમની અસહ્ય વેદનાનું નિરૂપણ થાય છે. ધટાવે=દૃઢ રીતે આરોપણ

કરે છે. ૩. શાંતિના ઉપચારને અર્થે તે પુષ્પશય્યા સેવે છે, પણ તે તેને શર–શય્યા સમી સાલે છે. વિકટ=ઉગ્ર. સુમન–શયન=પુષ્પ–શય્યા. ૪. દુખિત રાધા રુદન કરે છે,–તેનું અહીં વર્ણન છે. શશી=ચંદ્ર. અમી=સુધા. ગરત=ઝરતા. વિદારિત=ફાડી નાખેલ. ૫. શાંતિ–ઉપચાર વ્યર્થ જતાં શ્રીકૃષ્ણની મૂર્તિનાં ય દર્શન કરી શાંતિ મેળવવાને અર્થે તે પ્રયત્નશીલ થાય છે,–તેનું અત્રે વર્ણન છે વળી સખીઓ તેના હૃદયનો ભેદ જાણી જાય તેટલા માટે તે 'આ તો કામદેવની મૂર્તિ' છે,–એમ ખપાવવે આપની મૂર્તિ ચીતરી હાથમાં શરરૂપે આમ્રમંજરી અર્પે છે, અને આસન તરીકે મીન મૂકે છે–અને તે ચિત્રિત મૂર્તિને નમે છે. મૃગમદથી= શ્રીકૃષ્ણજી અંગે શ્યામ છે, માટે તેમનું રૂપ–લાવણ્ય સંપાદવાને અર્થે કસ્તુરિકાથી. ૬. રાધાની દીનતાનું અત્રે નિરૂપણ છે. મ્હેર=કૃપા. હિમકર=ચંદ્ર. દેહડી=કોમળ કાયા. પળપળ=વારંવાર. ૭ અત્રે રાધાની ઉન્માદ–અવસ્થા વર્ણી છે. કંલપતી=કંપાંત કરે છે. લવતી=બકવાટ કરેછે.

૨. આફતથી ચોમેર ઘેરાઈ જતી ને ભયથી મોંમાઈ જતી હરણીના જેવી રિયાવિયા થઈ ગયેલી રાધાનું અત્રે કરૂણામય વર્ણન છે. વાસો=ગૃહ. ગન=ગગન. ભયાન=ભયકર. વાલગ=મહાજાળ. દિલ–દાહ=અંગે લાગેલ અનંગની આગ વ્યગ્ર=વ્યાકુળ કંદર્પે ય=કામદેવ પણ કૃતાન્ત=યમરાજ દમતો શાર્દૂલવિક્રીડિતે=વાઘની ચેષ્ટા કરી પીડા કરતો,–રામ આપનો.

## પ્રબંધ બીજો.

અત્રે પણ રાધાવિરહનું દુઃખદ વર્ણન છે. ૧. ઉરજ=છાતી પર. ૨. નિરખતી પ્રલય=જોતાં વેતંજ ત્રાસી, કૃષ્ણ ઉડે છે. ૩. મદનાનળ–ધમણ ધમાય=કામાગ્નિની જાણે ધમણ ધમાતી ન હોય તેમ ૪. રાધીકાના રુદનનું અને શૂન્ય–મન દૃષ્ટિનું અત્રે વર્ણન છે. આંખમાંથી અશ્રુઓ ટપકે છે, અને આમરી–આમરી લક્ષ્ય–વિહીન દૃષ્ટિ આમતેમ ફેંકે છે. દૃગ=નજર. ૫. એજ દુઃખદ વેદનામાં તે બિચારી માથે હાથ દઈ નીચું મુખ રાખી ચિંતામાં બેસી રહે છે,–તેનું અત્રે નિરૂપણ છે.

૭. અન્ય જન્મમાં પણ હરિનો જ સમાગમ પ્રાપ્ત કરવાની રાધાની ઝંખનાનું "હરિ! હરિ!"–જાપ.'–એ પદથી સૂચન થાય છે. વ્રણ વેહે=વિજોગના ઘાથી. ૮. હરિચરણાર્પિત=ભગવાનના ચરણકમળમાં નિવેદિત

૩. રાધાના વ્યાધિ–ભાવનું અહીંથી નિરૂપણ છે. કંદર્પ જ્વરથી=કામ–જ્વરથી. તન્વાંગી=કોમળાંગી. વ્હીલાય છે=ચિલ્લાય છે. એકલ=એકલી; એકાંતે. વ્હાય છે=વીતાવે છે.

૪. અત્રે પણ તેજ ભાવનું વર્ણન સવિશેષ છે, અને તેમાંથી મરણ રૂપી અનિષ્ટ થશે,–એવો ભય દર્શાવી રાધાને સત્વર સમાગમ–સુખ આપી સુખી કરવાની કૃષ્ણ પ્રત્યે દૂતીની વિનતિ છે. ભિષક્–રત્ન=વૈદ્ય–શ્રેષ્ટ. સ્મરાર્ત=કામદેવની પીડાથી પીડિત સુસંગ–સુધા=ભાવપૂર્ણ હૃદયે સમાગમ–સુખના દાન રૂપ અમૃત. ઉપેન્દ્ર=શ્રીકૃષ્ણ. વજ્રાત્મક=વજ્રના જેવા કઠોર હૃદય વાળા.

૫., અત્રે રાધિકાની દુઃખિત દશાનું વર્ણન છે. અભિલાષ, ચિન્તા, સ્મૃતિ,–આદિ અવસ્થાનું અત્રે નિરૂપણ છે. રૂવાં પાંગરે=પુલકિત થાય છે. અતનુજ્વરા=મહા કામજ્વરથી પીડાતી. સુરસે=ત્હારાથી મળનાર તે ૧. રતિ–રસે, ૨. રસાયને. રસવૈદ્ય=પ્રેમરસ રૂપી રસાયન વિદ્યામાં કુશળ વૈદ્ય

૬. અત્રે સાક્ષાત્ સમાગમમાં ય રાધિકાને 'મીટ મીટતાં ય ખેદનારી, દર્શી તેમની વિરહ–વેદનાની અતિશયતા દર્શાવી છે. મીટ મીટતાં=આંખનો પલકારો પણ થતાં. રસાલ–શાખા=આમ્રવૃક્ષની શાખા. પુષ્પિતાગ્રા=જેના અગ્ર ભાગે મોર આવેલા છે તેવી.

૭. કંસનો કુવલયાપીડ નામે હસ્તી શ્રીકૃષ્ણને પોતાની દંતશળનો પ્રહાર કરે છે,–પણ તેમ કરવા જતાં તે લક્ષ્ય ચૂકે છે, ને તેની દંતશળ ભોંયમાં પેસી ચોંટી જાય છે. કૃષ્ણને તો માત્ર તેનાં કુંભસ્થળનીજ ભીંસ જરા .છાતીપર લાગી જાય છે. કુંભસ્થળના સ્પર્શમાં તો શ્રીકૃષ્ણને રાધાના કુંભ–કુચતા આલિંગનનું સુખ પ્રાપ્ત થાય છે ને તે સુખની લ્હેરમાં ડુબી તે આંખ મીંચે છે. આમ સંકલ્પ–સ્વપ્નના સુખમાં લીન

બની આ ઉભું છે-તે રાધાજ છે,-એવી ભ્રાંતિએ કામસૂત્ર-મતે ત્યાં રસભેર સુષ્ટિ-પ્રદાન કરે છે. કૃષ્ણના આ સહજ પ્રહારથી પણ કુવલયાપીડ મરણ પામી ભૂમિપર ઢળી પડે છે. ને સંકલ્પ-લબ્ધ પ્રિયા-સમાગમની લ્હેમાં લીન બની મૂર્છા-દશા ભોગવતા શ્રીકૃષ્ણને મરણ-શરણ થયેલા સમજતો "જીત્યો, જીત્યો ! ગજ !"-બક્નાર કંસ પણ પરાજીત થાય છે. વ્હારે=મદદે.

એમ આ સર્ગમાં મધુસૂદન પ્રત્યેના રાધાના પ્રેમનું નિરૂપણ છે, તેથી સર્ગનું નામ પણ "સ્નિગ્ધમધુસૂદન" રાખ્યું છે.

## સર્ગ પાંચમો.

૧. હવે અત્રે માધવે મોકલેલ સખી રાધિકા પાસે આવી ઉભે છે, અને તેના આગળ શ્રીકૃષ્ણની વિરહ-વ્યાકુળ અવસ્થાનું વર્ણન કરે છે. શ્રવી=સાંભળી. વિધૂર=દુઃખિત.

### પ્રબંધ પહેલો.

વસંતની કામોદ્દીપક સામગ્રી અને વિરહની અસહ્યતા દર્શાવી અત્રે તાપ, અધૃતિ, ઉન્માદ-આદિ સ્મર-દશા વર્ણી છે. ૧. દાઝવા=બાળવા. અનંગ=કામદેવ. ઉરે=હૃદયમાં. ૨. મારી=ભયંકર. રમાવ રતિ=રમેશ્વરને રતિ રેલી રમાવી દે. ૩. અલિરવ=ભ્રમર-ગુંજન. મીંડે છે=કાને હાથ દે છે. શ્રુણી=સાંભળી. વિકલ=આકુળ-વ્યાકુળ. ૩. રજની=રાત લહી=ધારીને. વ્હીલે છે=મુઝાય છે; વિમાસણમાં પડે છે. અરે છે=અટવે છે. આમ પ્રબંધ ટુંકમાંજ પતાવી શ્રીકૃષ્ણના વિરહનું સંપૂર્ણ વર્ણન કરવું અશક્ય છે, ને તેમ કરવી જતાંય, હૃદય ભરાઇ આવતાં, તે થાય તેમ નથીજ-એમ દર્શાવ્યું છે.

૨. અધૂરા પ્રબંધની અત્રે પૂર્તિ છે. જે સાધનાના બળે પૂર્વે જ્યાં સાધ્યની સિદ્ધિ સાંપડી હતી, તેજ સાધ્યની પુનઃ સિદ્ધિને અર્થે સાધક-યોગી તેજ સાધન અને તેજ સ્થળનો પુનઃ આશ્રય લે છે,-તેમ તેજ પ્રમાણે શ્રીકૃષ્ણ પણ જ્યાં જે સ્થળે રાધાની સ્નેહ-સિદ્ધિ સાંપડી

હતી, તેજ કામદેવના મહાતીર્થ જેવી કુંજમાં પુનઃ પણ જાય છે, ને ત્યાંજ તેમની ધ્યાનમાં પલાંઠી ચઢાવી તેમના નામની જપમાળ જાપે છે. અત્રે ઔત્સુક્યની ઉત્કૃષ્ટતા દર્શી છે. શીળી=ઠુંડાળી; સુખકર. સ્વાદુ=મીઠું. સુધા=અમૃત.

## પ્રબંધ બોજો.

અત્રે મોકલેલ સખી રાધાને સામ-પ્રયોગથી સાધવા,મનાવવા પ્રયત્ને છે. સુરભિ=સુગંધિભર્યા. સમીર=પવન. મર્દતા......માંતહડીરે=મદમત્ત સ્ત્રીઓના પણ મદનું મર્દન કરતા. ૨. જાવે=જવામાં. વિલમ=વિલંબ. સંકેત=ગુપ્ત સંદેશ. અનિલ=પવન. ૩. પર્ણ=પાંદડું. ૪. રિપુ શુરંગે=રતિ-રંગે'ઝુમતાં ચરણમાંનાં ઝઝમતાં ઝાંઝર ' અત્રે કોઇ છે.'- એમ દર્શાવી દંપતીને ઉઘાડાં પાડે, તેથી શત્રુ જેવાં. તિમિર-પુંજે=ઘટ્ટ અંધકારમાં. ઘટાઈ=છવાઇ ઘટ્ટ થયેલી. ૫. તરલ=ચંચળ. બલાકા=બગલી. પીત=પીળી. વિલમ=વિશ્રામ કર. રતિ-વિપરીત=પુરૂષ-ચેષ્ટાથી જ્યાં સ્ત્રી ખેલે છે,-તે પ્રકારની કેલિક્રીડા. ૬. રસના=કટી-મેખલા. સ્મર-નિધિ-દ્વાર-સ્તંભ=અનંગ-ગૃહના જાણે દ્વાર-સ્તંભ. નિદાન=કારણ. સેજ=શયન. ૭. અનેરી=અવલ. વેણ=વચન.

૩. અત્રે શ્રીકૃષ્ણજીની વિરહોત્કંઠિત દશાનું હૃદયવેધક વર્ણન છે. બ્હીલાય=મુઝાય છે. લવે=લવારી કરે છે ગન=બેભાન. ગળ્યા=તવાઇ કૃશ થઈ ગયેલા.

૪. સખીના સામ-પ્રયોગની કંઇક સિધ્ધિ થાય છે; પણ રોષ ઉતરી જવા છતાંય રાધાજી તો શત્રુતજ બેસી રહે છે; તેથી અભિસાર-સમયની અમૂલી તકનું અત્રે સૂચન કરી તેમને પળ ન ગુમાવવા અને શ્રીકૃષ્ણને જઈ મળવા ચતુર દૂતિ પ્રબોધે છે. વંકાસ=આડાસ. તપને=ભગવાન સૂર્યનારાયણ પણ. "તપને"-પદ ભગવાન સૂર્યનારાયણની અતિ તીવ્રતા બતાવે છે. ઘટ્ટ...ઘટયો=જેમ ત્હારા પ્રિયતમના મનોરથ વધી વાધી ગયા છે, તેમ આ અંધકાર પણ સર્વત્ર પ્રસરી ઘટ્ટ થયો છે-તે જો. પ્રબોધી=સમજાવી. અભિસારની=પ્રિયતમને જઈ મળવાની.

આભ=આકાશ તિમિરે=અંધકારના પટ ઉપર ૭ વાસકસજ્જા=પ્રિયને આવતા સત્કારવાને શણગાર કરી સજ્જ થઇ બેઠેલ સ્ત્રી–નાયિકા વિલાપે=રુવે છે અંતરે આરોપી=અંતરમાં સ્થાપી

૨ દરિયામાં ડુબતો માણસ જે ચેષ્ટા દર્શે, તેવીજ ચેષ્ટા ધ્યાનસ્થ પ્રાપ્ત થતા પ્રિયસમાગમના સુખને અંગે રસ–સમુદ્રમાં મગ્ન થયેલ રાધિકાની અંગે દર્શા છે વિપુલ=પુષ્કળ પુલક=રોમાંચ જડ–ઉર=મૂઢ–ચિત્ત રાધા આગી=આળી ઝાળી. અનંગે=મન્મથે.

૩ અંગે રાધાની વિરહ–દશાનું વર્ણન ટુંકમાં જ પતાવવાને અને તે સાથે તેની ભયંકરતાનું દર્શન કરાવવાને કવિનું આ અંતિમ કથન છે સંચારે પ=હાલતાં પણ સમીર=પવન. પર્ણ=પાંદડું વિહગ=પક્ષિ લહી=ધારી સાજે=બિછાવે છે આશા–શતે=હજારો આશાએ બ્હાવરી= આકુળ–વ્યાકુળ નિશા=રાત્રી સુતનુ–કોમળાંગી કારમી=ભયંકર રાત્રી ભયંકર નથી, પણ રાધાની વિરહ–પીડાની વિષમતા, ને તેની ભયંકરતા તેને ભયંકર બનાવે છે

૪ અમુક વટવૃક્ષના ઝાડ નીચે શ્રીકૃષ્ણ રાધિકાજીને સંકેત મુજબ મળવાના હતા પણ ત્યાં તે કૃત–સંકેત વટવૃક્ષની તળે કોઈક આવ્યો–પાવ્યો ભલો–ભોળો પ્રવાસી વિશ્રામ–અર્થે આવી પહોંચ્યો, અને તેને ત્યાં વિશ્રામ લેવાની તૈયારી કરતો ત્યાં શ્રીકૃષ્ણને મળવાની આશામાં પ્રથમથી જ આવી ગયેલ રાધિકાએ જોયો હવે જો પ્રવાસી ત્યાં રહે, તો સાધ્યની સિદ્ધિ પ્રાપ્ત ન થાય અને તેટલાજ માટે તે પ્રવાસીને ત્યાંથી કોઈપણ પ્રકારે દૂર કરવો, અન્ય સ્થળે મોકલીદેવો,–એ રાધિકાની પ્રથમ ચિંતા વળી કૃષ્ણ પણ પોતે ત્યાં આવી પહોંચી છે, તે ત્યાં નિર્ધારિત સમયે ત્યાં આવ્યા ન હતા, તેથી તેમને પણ કોઈ મુકે ત્યાં સત્વર પધારવાનું કહેણ મોકલવું,–એ બીજી ચિંતા [illegible] તે ઉપરાંત અમ પને પધે ન પડવું–એ પણ એક ત્રીજી [illegible] થઇ પડી. ચતુર રાધિકા, 'કૃષ્ણ બોલી અહીં રમે [illegible] વચન કહી પ્રવાસીને ત્યાંથી ડારી તેને વિશ્રામને અર્થે [illegible] કહે છે પ્રવાસી પણ નદકાંઠાને ત્યાં [illegible]

મોર્યો તે ત્યા આવ્યો છે,–એમ કહેવા જતા રાધાના તે કહેવા શબ્દો કહે છે ચતુર કૃષ્ણ આ સાંકેતિક શબ્દોનો અર્થ સમજી જાય છે, અને પિતાના આગળ તે છેક સ્પષ્ટ ન થાય, તેટલા માટે પ્રવાસીની તે ઉક્તિને એકદમ મીઠી મધુરી સ્વાગત-ઉક્તિની રેલમછેલમા ડુબાવી દે છે,–તેનુ અત્રે વર્ણન છે વાસે=આશ્રય કરે છે, વિશ્રામ કરે છે. વટ=વડનુ ઝાડ કૃષ્ણ ભોગી=(કૃષ્ણ ભોગી, ભોગી કૃષ્ણ)=[૧] કાળો નાગ [૨] વિલાસી શ્રીકૃષ્ણ સવેળ=વેળાસર. સદન=ઘેર સમક્ષ=આગળ. મર્મોક્તિ=મર્મ-વચન સ્વાગત-ઉક્તિસુ=આવકારની વાણીના પ્રવાહમાં. ઈષ્ટ=ઈચ્છ્યુ, મનોરથ

રીતિ મુજબ અત્રે સર્ગની સમાપ્તિ પણ કવિએ આશીર્વાદથી જ સાધી છે અને રાધિકાજીની અનન્ય પ્રીતિનુ નિરૂપણ કરી શ્રીકૃષ્ણભગવાનની ધન્યતા પ્રકાશી હોવાથી આ સર્ગનુ નામ "ધન્યવૈકુંઠ" રાખ્યુ છે.

## સર્ગ સાતમો.

૧ અત્રે માનિનીના માનનુ મર્દન કરનાર ચન્દ્રોદયનુ વર્ણન છે ગગનવિહારી સાગરપુત્ર ચદ્ર અને બૃહસ્પતીની સ્ત્રી તારાના વ્યભિચારી પ્રેમની કથાને અનુલક્ષી ચદ્રને વિષે આમ કલક ચોટવાનો આરોપ થયો છે મૃગાંક=ચદ્ર કાલિંદી–પાન કરવે=યમુનાજીના જળનુ પાન કરી પોતાને કલકથી મુક્ત કરવાને,–પવિત્ર થવાને ઉજાસ્યો=પ્રકાસ્યો, ઉગ્યો પ્રાચીમુખે=પૂર્વ દીશા રૂપ સુદરીના ભવ્ય ભાલ-પ્રદેશે. કુટિલ=જરા વાકી આડલી=આડ 'આડલી' શબ્દ તેની મનોહરતાનુ અને ઝીણવટનુ ભાન કરાવે છે

૨ અત્રે વિપ્રલબ્ધા નાયિકા રાધિકાની વિધુર-અવસ્થાનુ વર્ણન છે. ઉગ્યા=દેખાયા ઉરના ચદ્ર=હૃદયના ચદ્ર,–શ્રીકૃષ્ણ જોઈ=વહી

### પ્રબંધ પહેલો

અત્રે ઉપર્યુક્ત વિલાપનુ વર્ણન છે પ્રિયાના મધુર મીઠા મૃદુ વચન જેમ શ્રીકૃષ્ણના હૃદયમા પ્રીતિ ઉપજાવે છે, તેમ ભક્તના ભક્તિપૂર્ણ

૫. રાધિકાનું મન તો પ્રિયતમને મળવા તલપાપડ બની ગયું છે, પણ અંગની શિથિલતા જ તેમાં કંઈક અટકાવ કરે છે,—એમ સમજી ચતુર દૂતી રાધાને તેની પણ દશામાં પણ પ્રભુને જઈ મળવા મધુર મિષ્ટ વચને અત્રે પ્રોત્સાહન કરે છે. તમે=અંધારામાં. 'અતનુ=કામદેવ. ફૂડે=મહા મુશ્કેલીએ. "સાજે ને સબળ શરીરે તો સૌ કોઈ જઈ આલિંગને–સુખની લાલસામાં અભિસરીને સ્વાર્થે પિયુને મળે; પણ તેથી શું ?–આવી વિષમ અવસ્થામાંજ જો તું પ્રભુને જઈને મળે, તોજ તેમાં ખરી પ્રીતિ,–ત્હારો ખરો પ્રેમ દર્શાય."–એવો અંત્રે સખીના કહેવાનો આશય છે; અને તે સાથે રાધાને પણ તેમ કરી તેવા પ્રેમના ઉમળકાનું દર્શન કરાવવા ઉત્સુક બનાવી શ્રીકૃષ્ણને સત્વર જઈ મળવા પ્રેરે છે. તમે=અંધકારમાં. સારતી=ભરતી. અતનુ=કામદેવ. રહ=એકાંતમાં. કૃતાર્થ=કૃતકૃત્ય.

૬. કોકને અર્થે નિકળેલા કોક પુરુષને કોઈક અન્ય જ પુરુષને મળવા નિકળેલી કોક અન્ય જ. લલના એકાંતમાં ને રાત્રિના નિબિડ અંધકારમાં મળી જાય અને "અંધારાની ખાધી એ."–એ ન્યાયે "આ તે'એજ." ને ' એ તે આજ. "–એમ ગુપ્ત સ્થાને ગુપ્ત સમાગમ સાધવાની ઉત્કટ ઇચ્છાએ ચુપ–ચૂપ અંધકારના ઘટ્ટ અંધારામાં ને તેવા તે ભ્રમમાં મળી જઇ અન્યોઅન્ય એકમેકના હૃદયને તૃપ્ત કરે, અને ત્યારબાદ જરા વાતે પળતાં ઓળખે,–ભૂલ થયેલ છતી થાય,–તો તે દંપતી. કેવી લજ્જાભર રસલ્હાણ સખિ લે, કેવાં તે દંપતીનાં લજ્જાળવાં લોચનીયાં લડે ! ત્હારે પણ તેવી રસલ્હાણના લ્હાવ કાં ન લેવા ? તું પણ અત્રેથી નિકળ,–માર્ગે ઓચિંતી પ્રભુને જઈ મળ, ને તેવી જ કંઇક રસલ્હાણ લે,–એમ રાધાને તેની ચતુર સખી અત્રે સમજાવે છે, ને એમ તેની કૃષ્ણ પ્રતિ જવાની ઉત્સુકતામાં ઉમેરણ કરે છે. ભ્રમે=ભૂલમાં. વ્રીડા—ચકચૂર=લજ્જાથી ગદ્‌ગદ. તમે=અંધકારમાં. જયશ્રી=વિજયની અધિષ્ટાત્રી દેવી,–વિજયલક્ષ્મી. મંદાર–સુમને=મંદારનાં પુષ્પથી. ધીક્ત=સિંદૂર ચોળ્યે અંગમાં ગરમી વધ્યે વીર–રસની તેલમઠેલથી સતેજ. કુવલયાપીડ=કંસના હસ્તીનું નામ.

અત્રે પુંડરીકાક્ષ શ્રીકૃષ્ણજીની રાધિકાને મળવાની આંકાક્ષાનું વર્ણન થયુ હોવાથી આ સર્ગનું નામ "साकांक्षपुण्डरीकाक्ष" રાખ્યું છે.

## સર્ગ છઠ્ઠો.

૧. પૂર્વ સર્ગમાં શ્રીકૃષ્ણજીએ મોકલેલી દૂતીએ પોતાથી બનતુ કર્યું, રાધિકાના હૃદયમાં પ્રભુને મળવાની ઉર્મિ પ્રકટાવી, ને તેને પ્રભુને મળવાની લાલાવેલી લગાડી: પણ રાધાની પ્રભુ પાસે જવાની એ ઉર્મિની આડે તેમની વિરહ–ક્ષીણતા, ને વિરહકૃશતા આવી. આ તેમની વિરહ–કૃશતાને લીધે તે ત્યાં જઈ ન શક્યાં, ને તેથી નિરાશ થઈ તેમજ લાચાર બની મોકલેલ દૂતી શ્રીકૃષ્ણની પાસે પાછી આવી: ને તેમને રાધિકાની વિરહ–કૃશતાનું, ને વિરહ–નિર્બળતાનું વર્ણન કરવા લાગી.

### પ્રબંધ પહેલો

અત્રે તે ઉપર્યુક્ત વિરહકૃશતાનુ વર્ણન છે. એજે=અફળ. સુવા=સુવાની. ૧. લહે=નિહાળે છે. ૨. રાધિકા જગત કૃષ્ણમય જુએ છે, અને સ્નેહ–સમાધિને પથે રસમગ્ન બની અંતરમાં ઉજાસતા શ્રીકૃષ્ણમાં લીન થઇ, તેમાં લય પામી હરિરૂપ બની જાય છે,–તેનું અત્રે કથન છે. અંગે...હરે=હે હરિ! ભૂષણ ધરવે જે ત્હારી લીલા છે, તેને જ ધારણ કરી અગ સજીને, તમે જેમ મોર–મુકુટ અને વનમાળા ધારણ કરી છે, તેવીજ વનમાળા ને મોરમુકુટ તેવીજ રીતે ધારણ કરીને. ૩. વિરહ–પીડ અસહ્ય થઇ પડી છે, મરણ–શરણ થવાની તૈયારીમાં છે, છતાંય શ્રીકૃષ્ણની રતિનુ સ્મરણ કરી તેવા ધ્યાનમાં નિમગ્ન થઇ–"પ્રભુ મળશે જ."–એવી આશાના એક સબળ તંતુ ઉપર તે પોતાનું જીવન નીભે છે,–તેનું અત્રે કથન છે. મૃણાલ=કમળ–દંડ બેરે ઘટયાં=વિરહાવસ્થાને ઉચિત. ૪. અત્રે રાધિકાની ઉત્સુકતાનું વર્ણન છે. વિપળ=એક પળનો પણ સાઠમો ભાગ. ૫. અભિસારિકા=પ્રિયતમને મળવાની ઇચ્છાએ સંકેત–સ્થાને જતી સ્ત્રી–નાયિકા. ૬. અત્રે ઉન્માદ–અવસ્થા વર્ણી છે

હૃદયમા ભકિત મહું પ્રગટાવે છે. બ્હાર્ઇ=છેતરી ૧ વચને જૂઠા=જેના બોલે બધ નથી તેવા ૨ ગ અભગ જ જુગતુ=અખડિત ૨ ગ–રાગના લ્હાવ લેવાને યોગ્ય. લચે=રિચિન થાય છે ઉડી જાય છે ૨. ધન=ધાડ. સ્યામા સહી મહી=રાત્રિના ઉજાગરા વેઠી વેઠીને પણ તે કારણે=તેમના જ કારણે. સ્મર–શર=કામદેવના કામમાણ બાણ કાળજ=હૃદયમા દવે=અશ્રુ–ઝરણા રેનાવી રડે છે ૩. દેહડી=કોમળ શરીર વિરહાનલ=વિરહ–રૂપ અગ્નિ. યાચે=માગે છે ૪ વિરહાનલ–આગ્યા=વિરહરૂપ અગ્નિથી બાત્યા અગે=શરીરે કટક=હાથના શણગારરૂપ કડા –બગડી દેહ–દૂષણ બની દાવે=દેહના ભાણે કલ રૂપ થઈ શરીરે દવ લગાડી બાળી નાખે છે,– સેકી નાખે છે દગ્ધ લહે=ભસ્મીભૂત લેખે છે ૫. વિરામ=કામમા કાળજ=હૈડા ઉરજ=છાતી શર–શીલ...ખેને=હાર પણ હવે તો બાણનાજ છેદન–ભેદન રૂપ ધર્મને ગ્રહણ કરીને મ્હને વીંધી નાખે છે ૬ વેનમ–ધન=આ, વાડી ને તેથી ભયકર દીશની નેતરની ધગ,–કુજ આદર–હીન=માન–સત્કારહીન ૭ મધુરજની=વસતઋતુની રાત્રી. સુમધુરી=અતિશય મધુર સ્નેહે=વિરહથી યોગ ગ્રહી=સગ સાધી સુભગ=સુભાગી, સાગ, ભાગ્યવાળી. રગે=આનદમા "સૌ હવે"–એ પદ હતાશ હૃદયની અતિમ દુખદ અવસ્થાનું સૂચન કરે છે ૮. ભારતી=વાણી

૩ ગયા પ્રબધના અતમાતુ 'યોગ ગ્રહી રમતી હશે હરિ રગે "–એ પદ ગાધિકાની અસૂયા પ્રગટે છે પણ સ્વભાવિક ને સહજ તે અસૂયા પ્રભુ પ્રત્યેની અનન્ય રતિના બળે કેવી દબાઈ જાય છે, તેનુ અત્રે દર્શન છે, તેમનુ હૃદય "અન્ય સાથે પ્રભુજી રમતા હશે," એ સ્વીકારવાની ચોખ્ખી ના પાડે છે, અને તે અકાર ભાવના ગોપીની બીજી, ને ત્રીજી લીટીના કથનમા પરિણમે છે 'શીળી'–પદ શોક્યની ધૂર્તતાને આક્ષેપે છે 'સુભગા'–પદ અસૂયા દર્શાવે છે અને ગાથાના પ્રિયતમમય હૃદયની પૂરી પિછાણ છે સુભગા=[૧] સારા ભાગ્યવાળી સ્ત્રી [૨] કોઈ કલકિત વ્યભિચારિણી કુલટા શીળી=શાણી–મીંઠી. લપ્યા=ભગાઈ રહ્યા. વાતે ય રસ્યા=વાતોડીઆ સ્વભાવને અગે શુ પથમાં મિત્ર મળી

જતાં તેની સાથે વાતો કરવા મંડી ગયા. સંકેત–નિકુંજ=સંકેત–સ્થાનમાં.

૪. પૂર્વ શ્લોકના "અચકી પડયાં શિથિલ હા ! કામજ્વરે કારમા."–એ પદમાં રહેલ કલ્પના અત્યારે મોડી રાતે ઉગતા ચંદ્રના દર્શને વધારે સતેજ થાય છે. ચંદ્ર ઉગ્યો તો ખરો,–તેજસ્વી સ્વરૂપે નહિ, પણ નિસ્તેજ સ્વરૂપે. ચંદ્રનું આવું દર્શન થતાંજ રાધિકાના હૃદયમાં તેમના ઉર–ચંદ્ર શ્રીકૃષ્ણ " શિથિલ હા! કામજ્વરે કારમા "–પણ વિરહ–દુર્બળ અને તેથી આ ચંદ્રના જેવાજ કંઇક કૃશ ને નિસ્તેજ થયેલા દર્શ દે છે; અને શ્રીકૃષ્ણની તે વિરહ–દુર્બળતા, કૃશતા ને નિસ્તેજતાની ભાવના તેમના હૃદયને ખળભળાવે છે. આ ભાવનાની તલ્લીનતા આગળ વધે છે, અને તેના પ્રભાવે તેજ ચંદ્ર પણ "અલિ રાધે, તું અહીં શા માટે બેસી રહી.છે. ત્હારા પ્રિયતમ કૃષ્ણ પણ મ્હારીજ માફક કૃશ ને નિસ્તેજ બની ગયા છે,–અને તેમની તને ગણના પણ નથી. કૃષ્ણપ્રેમ તે ત્હારો આવો જ કે ?"–આમ જાણે ઠપકો આપતા હોય તેમ તેની ભાવના રાધાના હૃદયમાં ઉદ્દભવે છે. આ ભાવનાનો જન્મ થતાંજ કટીબદ્ધ કામદેવ પણ તત્પર થઇ તેને પોતાનું બાણ મારી વીંધી નાંખે છે,–તેની શુધ–બુધ સર્વ ચાલી જાય છે. વિરહ–દુર્બળ=વિરહથી કૃશ ને નિસ્તેજ. વલ્લભ–મુખ=પ્રિયતમ–મુખ. છબિ=મૂર્તિ સ્ફુરી=સ્મૃતિપટ પર સતેજ થઇ તરી આવી. મન્મથ–મિત્ર=ચંદ્ર કામનો ઉદ્દીપક હોઇ તેને મન્મથમિત્ર કહેવામાં આવે છે.

૫. સખીને એકલી પાછી આવી નિહાળતાં જ પુનઃ પણ અન્યના સંગે હરિના રંગે–જંગે રમવાની શંકા પ્રજ્વલિત થાય છે. વ્હીલી=બેબાકળી. ઢીલી=શિથિલ. એકલ=એકલી ; શ્રીકૃષ્ણને સાથે લાવ્યા વગર આવેલી. રૂડી=રૂડ. ખંડિત–પ્રેમ=જેના પ્રેમમાં પૂળો મૂકાયો છે તેવી.

## પ્રબંધ બીજો.

પૂર્વ શ્લોકમાં દર્શાવેલ ભાવનાનું અત્રે વિસ્તૃત વર્ણન છે. શોક્યના સૌભાગ્યનાં ભભકભર જે ચિત્ર તેમની નજર આગળ આ આવેશમાં તરી આવે છે, તે ચિત્રોનું અત્રે વર્ણન છે. સુરીત=યુક્તિ–પ્રયુક્તિથી.

રગડી=રંજાડી. ૧. આંજતી=આંજી દે છે. માદતી=મદમત્ત બનાવે છે. લુભાતી=લલચાવી. હું થી અધિક=ફક્ત આમં બ્હારના લટકામટકા, હાવભાવ, અને કૃત્રિમ રૂપ–લાવણ્યે મ્હારાથી વધારે,–નહિ કે આંતર રંગમાં. ૨. સાજી=સજ્જ કરી. 'છુટે કેશે...બાહુમૂ.'–એ પદથી પ્રતિનાયિકાએ મ્હાલેલા વિપરીત–રતનું અત્રે સૂચન છે. ૩. અત્રે પણ પુરૂષાયિત ક્રીડાનું વર્ણન છે. હરિ–રંભને=હરિનું આલિંગન લેવા–દેવાને. બંધને=બધ્ધ કરવાને. સ્તન–સાંગ=સ્તનરૂપ બરછી. દય=બે. ભીડે=ભીંસ આપી આલિંગન દઇ દબાવે છે. ૪. ભાસતી=દર્શાવે છે. લુબ્ધ=લોભી. ધસે=હલ્લો કરે છે.

૫. અરૂણ=રસની ખુમારીથી સ્હેજ રક્ત. વિલોલે=હચમચતી; ચંચળ. મ્હાલતાં=રતિ–રસલ્હાવ લેતાં–દેતાં. સુરંભિએ=રતિ–જેમના જુસ્સાની રક્તતાએ.

૬. મુગ્ધી=કંઇક ભય અને કંઇક હર્ષમાં આવી, મુઝવાઇ. મંજુ=મનોહર. રસ–પૂર=રસની રેલમછેલ. ૭. કંપ=કંપારી. પુલક=રોમાંચ. ઘેરી=પ્રેમ ખુમારીમાં ઘેરાની. દૃગે=નયને. ઘૂમરાયે=રતિ–રસની નીશામાં ચકચૂર બની ઘુમરી ખાય છે. હુલરે અનંગ=અનંગને દિચોળે છે; રતિરસ ચાખે છે. અત્રે તૃપ્તિદશાનું સૂચન છે. ૮. આવરી=વ્યાપ્ત કરી; ઢાંકી દઇ. દયિત–ઉર=પ્રિયતમનું વક્ષઃ સ્થળ. ભીડવી=ભીડ આપી. દળતી=મર્દન કરે છે. નરવર–મદ=પુરૂષોત્તમ શ્રીકૃષ્ણના મદનું. મસ્ત=રસમંસ્ત. અત્રે સુરતના અંતકાલનું વર્ણન છે; તેમજ અંત્રે 'હંસલીલા' નામક ક્રીડા–બંધનું દર્શન છે. ૯. કાલિમા=કાળાશ. કલિની=કલિયુગની. રતિ=કૃષ્ણ–રતિ.

૬. વિરહનું દુઃખ સહન ન કરી શકતી રાધાની અત્રે આ કરૂણાભર ઉક્તિ છે. દક્ષિણાનિલ=[1] દક્ષિણ દિશા તરફથી વાતો મલય પવન; [2] દક્ષ પ્રિયકર પવન. અદક્ષિણ=ઉપવન; અપ્રિયકર. સેહ–આવ્યાં=વિરહ–દવથી સંતપ્ત થઇ દવાયાં. ધખી=પ્રજ્વલિત થઇ. અગ્નિ–સખા=અગ્નિનો મિત્ર. સખા થા=મ્હને બાળી ભસ્મ કરી ત્હારૂં અગ્નિ–મિત્રત્વ દર્શાવ. વા મ્હારા વિરહ–દુઃખનો પણ અંત મ્હારા

મરણે પણ સાધી તું મ્હારા પ્રત્યે પણ ત્હારૂં મિત્રત્વ બતાવ,—મ્હારો પણ તેમ મિત્ર બન. અનંગ=અંગ વગરની. અનંગ=કામદેવ. પંચશર=કામદેવ. શરે=બાણે. શલ્ય=ભાલોડાં. બ્હેની યમની=યમુના નદી. અરે=દયા. કાલીય=કાલીય નાગનું. કારી=ભયંકર. હું—વપુ=મ્હારૂં શરીર. પ્રજાળી=બાળી. વિરહની કાતરતાએ મરણ—તત્પર થઇ ગયેલાં રાધિકાજીના જીવિત દ્વેષનું અત્રે વર્ણન છે.

## પ્રબંધ ત્રીજો.

અત્રે પૂર્વે દર્શેલ રાધા—નિર્વેદનું અસૂયામાં પરિવર્તન થાય છે. પૂર્વ શ્લોકમાંનું 'યમુના'—પદ યમુના—લીલાનું એકદમ તેમને સ્મરણ કરાવી તેમની સ્મૃતિને સત્વર સતેજ કરે છે, ને તે સ્મૃતિપટ પર ગોપીકા સાથે રમતા શ્રીકૃષ્ણની મનોહર મૂર્તિને તે ખડી કરી દે છે. આ દૃશ્યને નિહાળતાંજ શોકયના તે સુભાગ્યને જોઇ તેમજ હરિએ દીધેલા છેહને સ્મરી અંતરમાં બળી જતી, પણ બહારથી શોકયના સૌભાગ્યનાં વખાણ કરતી રાધા તેવાં વચને સખીના આગળ અત્રે અંતરના ઉભરા કાઢે છે. પહેલાં જેમ ગોપીકાનું ભોગ—સૌભાગ્ય વર્ણ્યું હતું, તેમ અત્રે તેમનું કૃષ્ણના હાથે મંડન—સૌભાગ્ય વર્ણ્યું છે. "ખરે, શ્રીકૃષ્ણજી તો મ્હને જ અંતરથી ચાહે છે,—બીજાને તો તેમ ચાહતા નથીજ. છતાંય તેમ ચાહતા દેખાય છે, તો તે ફકત બહારથી તેમને દેખાડવાને માટે જ. પ્રભુના તેવા અનન્ય આંતર—પ્રેમની પિછાણ—લ્હાણ વગર તેમને લોભાવવાને, કે હસાવવાને જે બાહ્યરૂપથી, કે રંગતથી, કે હાવભાવથી પ્રયતી, શ્રીકૃષ્ણને ફંદમાં ફસાવી પરિણામે તેમના બાહ્ય=પ્રેમની રસલ્હાણ લે છે, અને શ્રીકૃષ્ણ પણ તેવી તે સ્ત્રીઓને ઘડીભર તેવી રંગતે રસાવી રમાડી રીઝાવે છે,—તેથી શું? તે તે કંઈ પ્રેમ કહેવાય? તેવી તે સ્ત્રીઓની પણ શી ગણના?"—એમ અસૂયા—ગર્ભિત ઉદ્ગાર સ્થળે સ્થળે રાધિકાના અન્યસ્થ સ્તુતિ—વચનમાં છે. અવલ=મનોહર. આરામે=બાગમાં. મંજુલ=સુંદર; રમણીય. જયી=મારા પર પૂર્ણ વિજય મેળવીને; સર્વેને રમતમાં રમાડનાર. "ગોપીકાઓ ધારે છે કે અમે કૃષ્ણને

ફસાન્યા અમારા જ્યાં પણ શ્રીકૃષ્ણજી તો હતા તેના તેજ,–તેમના ફંદમા ન ફસાનાર, તેમને રમાડી તેમની સાથે રમી તેમના તે રંગત–રંગથી તેમને લદ્દબદ્દ બનાવી પોતે જરા પણ ન ખરડાનાર.'– આવુ જ્યાં' પદથી સૂચિત થાય છે રીઝ યા=મનના ના સુમન=પુષ્પ પ્રાણ–પ્રેયસી=પ્રાણ–પ્રિયા ઝડી–ઝાપટ ૧ તનમની–તનમનાટ કરતી અનંગે=પ્રેમેચ્છાથી પુલક=રોમાચ. મૃગમદેય મૃગ શુ તિલક=પૂર્ણ ચદ્રની કાંતિવાળા મુખ ઉપર કાળી કસ્તુરિમનું તિલક તે વળી શોભે ' અરે એવુ તિલક તે તો મ્હારા નિસાસારૂપ જાણે કાજળ હોય તેમ તેનાથી શ્યામળા ત્યા તિલક ધરાવે છે વળી ' નંદચંદ્ર '–એ પણ તેમની ક્ષણિક પ્રીતિનુ સૂચન કરે છે કેમકે તે શ્યામાનો પતિ છે, કલંકિતનો નાથ છે અને તેમની પ્રીતિ એકગામી કે ચિરસ્થાયી નથી અત્રે તિલક મડન વર્ણ્યું છે ૨ અને કેશ–મડન વર્ણ્યું છે સ્મર–કુરંગ–કામદેવ રૂપ મૃગ પ્રતિનાયિકાના કેશનુ દર્શન થતાજ શ્રીકૃષ્ણની કામવાસના ઉછાળો મારે છે, તે દર્શાવવા અત્રે મૃગનુ રૂપક બાધ્યું છે વિહાર=રમણ–ભૂમિ સુ ધ–તરુણ=* જેની અદર કુરબ નાં પુ પો જાણે મુગ્ધ બની રમી રહ્યા હોય તેવા એટલે કુરબક પુષ્પોથી મનોહર * બાહ્યશોભાથી જે વેશ્યાની જેમ તરુણ જનોને જ મોહ પમાડે છે તેવા (વેણીને) વળી જેમ મૃગ અરણ્યમા વિહાર કરે છે, તેમ તેવાજ પશુભાવે જ્યા કામદેવ વિહાર કરે છે,–હુ કમાં જ્યા કામવાસનાને અગે જ કામી પ્રેરાય છે તેવા વારી જાઉં=ઉમગભેર આનદથી સુમન–પુષ્પ દમકે ઘને દામિની=(દમકે=ચમકે દામિની=વિજળી )–જેમ વાદળામાં વિજળી ક્ષણિક ચમકારો આપી અદૃશ્ય થાય છે તેમ તેમના તે કેશપાશ–ગત પુષ્પો પણ વિરલ જ અને ઘડીભર ખીલી કરમાઇ જનાર છે,–તેમનો પ્રેમ કામવાસનાને અગે જ નિપજતો હોઈ ક્ષણિક અને ચચળ છે–એવુ અત્રે સૂચન છે ૩ અત્રે સ્તનપ્રદેશ–મડન વર્ણ્યું છે કસ્તુરિમ કાન્ત=કસ્તુરીના જેવુ ઉજળુ • વે=ઓપેન. ગરવે=સુદર ભ ૫. ઉર–અબરે=છાતી પ્રદેશ રૂપ ગગનપટ ઉપર અબર=આકાશ અબર'–પદ અભિલાષની શન્યતા દર્શાવે છે ભાવતે=મનોહર મુક્તા–મોતી ભ–ગણે=(ભ=નક્ષત્ર+

ગણ=વૃંદ)=નક્ષત્ર-મંડળથી. નખેન્દુ=અર્ધ-વર્તુલાકાર ચંદ્રના જેવા નખક્ષતથી ૪ અત્રે મેખલા-મંડન વર્ણ્યું છે ધૂપ ચે=સુગંધિ દ્રવ્યથી મહેકતા શ્રીકૃષ્ણજીને વશ કરવા કઈક સુગંધિ-દ્રવ્યથી ધૂપવેના નિતંબ "બિચારા શ્રીકૃષ્ણ આના આ મંત્ર-તંત્ર-જંત્રના બળે આમ ફંદામાં ફસી ગમે તેથી શું?-અને તેવી આતુર-પ્રેમ વિનાની રંગત પણ શા કામની?'-એવો ભાવ છે કામશાસ્ત્રમાં પણ વશીકરણ અર્થે આના સુગંધિ-દ્રવ્ય વપરાય છે, એમ વર્ણ્યું છે સરખાવો —वरयुवतीमल्यो ऽवसूक्ष्मर्गसजकृष्टसिद्धार्थैं सर्वाङ्गीणो धूप सवजनाना वशीकाणम् ॥-रतिरहस्य મંડનેય=શણગાર રૂપે માન=માના શ્રીકૃષ્ણ સજવે=પ્હેરાવે છે મણિ-મેખલા=મણિ-ખચિત મેખલા' રંગમા=ઉમંગમાં ૫ અત્રે અનક્તાથી ચરણ-મંડન વર્ણ્યું છે શ્રીના=લક્ષ્મીના શ્રીપતિ=લક્ષ્મીજીના પતિ 'લક્ષ્મી જેની સેવા કરે, તેને શ્રીપતિ પણ પૂજે જ'-એ ભાવ. દર્શાવવે 'શ્રીપતિ' પદ યોજ્યુ છે અનક્તકે=લાક્ષારસે બાહ્યરંજને=બહારના શણગારથી વળી જે સ્વાભાવિક રીતે રક્ત છે ને શોભાયમાન છે, તેને ફરી સુહવાથી શું? સોનાને ફરીથી ઢોળ ચઢાવવાથી શું? 'યાવક-મંડન-કમનીયતા'ના ન્યાયે આ આપાધિક સ્નેહ દર્શાવે છે, અને તેવા સ્નેહના પંથે તો માત્ર રસનો આભાસ જ થાય છે જેના મુખ પર લાલી ન હોય તેને પાઉડર લગાવવાની જરૂર પડે પણ જેના મુખ પર તેની સ્વાભાવિક-રક્તતા છે, તેને તેની શી જરૂર? -કેમકે તેવા બાહ્યરંજન તો ફક્ત અનુભવહીન અને ઉપર ઉપરના દેખાવ-દમામે અંજાઈ મુગ્ધ થનાર યુવકજનને ફસાવે છે-તત્ત્વદર્શીને નહીં જેને કુદરતી સૌંદર્ય છે, તેને આ બધાની શી જરૂર?-એ પ્રમાણે અત્રે અસૂયાનું સૂચન થાય છે. ૬ અને હૃદય-મંડન વર્ણ્યું છે મૃણાલદલ=કમળ-દંડ હૃદયે=એ. હિમ-શીતલ=હિમના જેવા શીતલ 'હિમ શીતલ'-પદ તેમના સત્ય ને પરિપૂર્ણ પ્રેમના અભાવનું સૂચન કરે છે. સત્ય અને પરિપૂર્ણ પ્રેમ જ્યાં હોય ત્યાં હસ્ત શીત નથી હોતા, પણ પ્રેમની તે ગરમીની ખુમારીથી હુંફાળા રહે છે અલિ-વટર=ભ્રમરની હાર કંગની=કંકણ ૭. શઠ એ હલધરના ભ્રાત=એ લુચ્ચા બળભદ્રના ભાઈ

દુષ્ટ જન દુષ્ટાનો મગ ક્યા ન કરે ? 'હલધર'-પ' 'હુ જે અનુકુળ છુ તેનો ત્યાગ કરી, ને બીજીમા આસક્ત બની બીજીની રગતમા હલધરના ભાઇ હોઇ રમે,-તેમા શુ નવાઇ ?-એમ શ્રીકૃષ્ણજીની પામરતાનુ અત્રે સૂચન થાય છે આવા માણુમની ચતુર જને પ્રતીક્ષા ન જ કરવી જોઇએ,-એ અત્રે ભાર છે, અને તે ભાનના ઉત્તરાર્ધની ઉક્તિને જન્મ આપે છે દુહાગણી=નિરાધાર દુખી આસે=આશામા ને આશામા અસુ=પ્રાણ અટની=નીકળી જવાને પ્રયત્ન કરતા પ્રાણને મહા કષ્ટે રોકી જવા-રહેવાની ભાવનાની વચ્ચે હીંચોળી. વનરસુ=વનખા મારૂ રસે=જીવન-રસે ૮ પદપકજે=ચરણ-કમળમા ગતિ=કૃષ્ણ-રતિ. કલિમન= નિની કાનિમા .

૭ આમ અસૂયાથી બળી બળી અસૂયાના ઉભરા કાઢતા રાધા પુન વિચારશીન થાય છે, અને તેમ થતા કૃષ્ણ પ્રતિની તેમની અનન્ય અપ્રતિમ પ્રીતિને બળે તેમા તે પોતાનોજ દોષ જુએ છે અમીનિધિ=ચદ્ર દવે=વાગ્નિ મમ બાળી નાખે છે. સમીર=પવન. આગે=અગ્નિની જેમ દાહે છે હળી=હળી-મળી ગયેલી, અગત-નનપી=નનમીને મમર=કામદેવ

## ગરબ ચોથો

કૃષ્ણ જેને સહૃદય રમાડે છે તેના સર્વકાલિન સૌભાગ્યસુખનુ અને જેને ખાલી વ્યર્થ ઉપર ઉપરના ભાવે રમાડે છે તેના સર્વકાલીન સતાપનુ અત્રે વર્ણન છે અત્રે રાધાના પ્રેમની અનન્યતા અને અપ્રતિમતાનુ સ્પષ્ટ સૂચન છે ઉર-ઉમળકે=અતરના ઉમળકાથી બહુ-વલ્લભ=જેને ઘણી પ્રિયા છે તેવા શ્રીકૃષ્ણ સુરમાવત હે=સારી રીતે રસાવે છે મધાવત હે=આપે છે. ૨ સુરદેવ કૃપાવન=કૃપાના આગાર. તમમય=નિરાશાના અધકાર ભર. રૂવાવત હે=રડાવે છે "બ્હેન, જેને એકવાર પણ શ્રીકૃષ્ણજી મહૃદય અને સભાવ ભેટે-સાહે, તેને તો પછી કોઇપણ વખત ફરીથી તે મળે કે ન મળે પણ, તે પ્રથમ મીલન-પ્રભાવનાજ અલૌકિક બળે ઝરાયે ઝૂરવાનુ કે રડવાનુ રહેતુ નથી. જેની, હુ પણ તેજ તેમની પ્રીતિને

પરવશ થઈ તેમના ગુણ-ગાનમાં લીન બની તેમનીજ પાસે મરણને પણ આનંદથી વધાવી લઇ જવા તત્પુ છું,-જવાની તૈયારી કરું છું: બ્હેન, તેથી કંઇ મ્હને દુઃખ છે? પ્રભુપર હૃદયને, પ્રભુ-ભેટયાં હૃદયને દુઃખ તે વળી હોયજ શાનું? રે, દુઃખ-સંતાપ તો તેમને કે જેમને તેવું ભીક્ષન મળ્યું નથી, ને જેમને તે કામણગારા ક્હાનજી જરાય દૂર થતાં કામવાસનાની અપ્રૂતિને લઇ તપવું પડે છે ને ઝૂરવું પડેછે"-અસ્થાની પ્રબળતામાં અને નિરાશાના અંધકારમાં આશાનું આવા પ્રકારનું એક અચલ કિરણ અન્ય ભાવે રાધાની આ અને આ પછીની ઉક્તિમાં દૃષ્ટ થાય છે. ૨. સજલજ=જળભર. જલદ=વાદળાં. ૩. હેમની=સોનાની. કાન્ત=ઉજ્જ્વળ. કોરે=નવા જ. પટે=વસ્ત્રે; પીતાંબરથી. ૪. અનિલ-અનંગે=પવન રૂપ કામદેવથી. નલિની=કમળ. સાજવી=બિછાવી. સેજ=શયન. ૫. પદ્મ=કમળ. નવલાં=તાજાં; અવલનવલ. સ્મિત-સુમન=સ્મિત રૂપ પુષ્પો. કરે=કિરણે. શીત=શીતળ. કુમુદની-પ્રિય=ચંદ્ર. ૬. પરિજન-હાસ્ય=સખી મંડળના ઉપહાસ,-ઠઠ્ઠા મશ્કરી. ન પ્રજાળત હે=સળગાવી મૂકતાં નથી. ૭. સૂક્તે=સારી શુભ વાણીએ. અખૂટ=ખુટી જતી નથી તેવી; અવિચ્છિન્ન-પ્રવાહ. સુધાનિધિ=અમૃતના આગાર. ૮. સુનેહ=શુભ પ્રેમ. ઉરે ધરી=હૃદયમાં ધારણ કરી. અસુ આંતત હે=મરણની છેલ્લી ઘડી અનુભવે છે.

૮. વિરહના વેગે મરણ-શરણ થવા તત્પર થયેલી રાધાની છેલ્લી ઘડીએ પણ પ્રભુની મુગ્ધ મીઠી સુરતની ઝાંખી પણ લઇ લેવાને થતી આ ઉક્તિ છે. જગતપ્રાણ=જગતના પ્રાણ રૂપ. સમીર=પવન. અનંગનંદી=કામદેવના મિત્ર. જરા=થોડીવાર; પળવાર. હારક=હરનાર.

૯. રાધાના આવા ઉન્મત્ત કરુણ પ્રલાપ સાંભળી તેની સખી "શ્રીકૃષ્ણજી મ્હને વચન આપ્યા છતાં પણ ન આવ્યા,-અને તેનું કારણ? કારણ બીજું શું હોય? એટલે દરજ્જે પણ ખરે; એ મ્હારા દૂતીત્વની જ ખામી, મ્હારા દૂતીત્વનો જ દોષ."-એમ પોતાનો દોષ કાઢી સોસનામાં પડી શોક કરે છે. સખીની આવી સ્થિતિને જોઇ રાધા તેને જે કહે છે,-તેનું અત્રે વર્ણન

છે. અસૂયાનું ઉન્મુન્નામાં અત્રે પરિવર્તન થાય છે. શ્રીકૃષ્ણને અન્યાસક્ત ધારી ઉદ્‌ભવેલ અસૂયાથી બળી જે ઘડી પર મરણને શરણ થવાને તત્પાપડ થયા હતા,—તેજ ગાથા પુન પણ કૃષ્ણે જે અનુરાગનું દર્શન. ગોપીકાઓના મગમા વસંત–વિરામ, ફેરતા ત્યારે ગધીમ લા જઈ પહોંચ્યા હતા ત્યારે કરાવ્યું હતું,—તે પુન સ્મૃતિપટ પર તરી આવે છે, અને પુન તે પ્રતુ–પરાયણ થાય છે, તેમનો કૃષ્ણ પ્રેમ જાગી ઉઠે છે, અને એ પ્રેમ તેમની અસૂયાને દાબી દઈ તેમની પાસે કહેવડાવે છે કે —'ચેલી ગોપિકાઓ પ્રભુની પાછળ પડી તેમને આતરે અગર ફસાવે, તેમા ભક્તાધીન ભગવાનનો શું દોષ ?—અને તેમા તુ પણ શું કરે ?'' નેહીકા=પતિ. શોચે=શોક કરે છે બહુ–પ્રિય=જેને ઘણી વલ્લભા છે તેવા આમ્મોહ=આકર્ષણી વિદ્યાના બળથી ખેચાઈ દયિતમ=પ્રિયતમનાં ઉર=હૃદય. બેદી=ભેદીને.

૧૦ અત્રે કૃષ્ણમુરલીનું મોહની–બળ અને ઉચ્ચાટની–બળ વર્ણ્યું છે, અને તેની બળી 'માંચો માંગી'=મસુધા'—એમ કહી સર્ગની સમાપ્તિ પણ સંપ્રદાય મુજબ આશીર્વાદથી સાધી છે આકર્ષ=ખિનને કરી લઈ. બલ્લવી=ગોપિકા. મહામોહની=અત્યંત મોહ ઉપજાવવાની શક્તિવાળી. દર્પાંધ=મદાંધ દમત=નામ વર્તાવના. દાનવ=રાક્ષસો. દળી=ચૂરા કરી, નાશ કરી. ઉચ્ચાટની=નાશ કરવાની શક્તિવાળી રસ–સુધા=કૃષ્ણ–રતિનું રસામૃત, ઉત્તરાર્ધે જનો=લોકમા.

અત્રે શ્રીકૃષ્ણના મૌન–કુંજે ન પધાર્યાની વાત છે, તેથી આ સર્ગનું નામ 'अमान्दमाधव' રાખ્યું છે

અસૂયા=ઈર્ષ્યા આગી=આળી. રીસે=ક્રોધાવેશમા. બ્હીવા=ચોભિવા પડી ગયેલા. પ્રણત=પગમા પડેલા. ખડિતા=પ્રિયતમના પ્રેમથી વચિત થયે અપમાનિત થયેલી નાયિકા

### પ્રબધ પહેલો

ત્વરામા ને ર્હેમા લુછના રહી ગયેલા શ્રીકૃષ્ણજીના વક્ષસ્થળ પરના અલક્તકને નિહાળી ક્રોધથી રાતા-પીળા થઇ ગયેલા રાધિકાજીની આ ઉન્તિ છે શઠવાદ=છેતરપડીના વચન રાચો=રીઝો છો. ઠગાવત હો=ઠગો છો. માધવ=(મા+ધવ)=લક્ષ્મીના પતિ 'માધવ'-પદમાં "લક્ષ્મીના પતિ તે વળી બીજીના 'થાય પણ ખરા કે ?-વળી તે અન્યને રગે રમાડે છે, વ્યભિચારી છે,-ને વ્યભિચારીને તે વળી લાજ-મર્યાદાનુ પણ ભાન હોય કે ?"-એમ તીક્ષ્ણ ધીટકાર સમાયલો છે વળી 'લક્ષ્મી તો ચચળ છે, તેથી ચચળમા ચિત્તની પ્રસન્નતા જોનારને મ્હારા જેવી સ્થિર, અનન્ય પ્રેમવાળી સ્ત્રી તે રૂચે ?'-એવો પણ ઉપાલભ તેમા સમાયેલો છે 'પ્રીતમ'-શબ્દમા 'પ્રિયતમ થઇને જ તમે મને ઠગી.'-એમ ઉપાલભ સમાયેલો છે ૧ ગતિ-પ્રેમ=રતિનો ઉન્માદ, જુસ્સો આતર રાગ=અતરનો અનુરાગ ૨ પ્રતિનાયિકાને કરેલ નેત્ર-ચુબનનુ અત્રે વર્ણન છે નયનનુ ચુંબન કરતા ત્યાની કાજળ તેમના ઓષ્ટે લાગી છે, ને તે લુછી રહી ગઇ છે,-તેને અનુલક્ષીને આ ઉક્તિ છે. અધર-મણિ=મણિ જેવા આ તમારા અધરોષ્ટ અગ-અનુરૂપ=અગના જેવાજ. શ્યામ=કાળા ક્હાનજી. 'શ્યામ' પદ તેમના અતરની ધારવામા આવતી કાલીમાનુ સૂચક છે શ્યામ=કાળા લસાવત હો=પ્રકાશો છો અજને રજીત=કાજળથી લદબદેલ અમૃત-પાન=અધરામૃત-પાન ૩. અત્રે પ્રતિનાયિકાને હાથે થયેલ શ્રીકૃષ્ણજીના કઠ પરના નખવણનુ વર્ણન છે. મરકત-શિલા=મરકત-મણિ શા પત્થરની મોટી શિલા હોય તેવી. ગ્રીના=ગરદન નખવણ=નખ-ક્ષત સુઘન=ઉંડા રેખી જણાવત હો="શુ એ મિષે રતિના જયલેખ ત્યા લખી કામદેવે યુદ્ધમા બહાદુરી મારી છે ને જીત્યા છે ?-એમ જણાવો છે ? રસિક રમણીના વિજયલેખ શા આ નખ-ક્ષત આપના કઠ પર સુહાવી શુ આપ આપની યુદ્ધ-

કુશળતા ને વિજય દર્શાવે છે ?"–એ ભાવ છે ૪ પ્રતિનાયિકાના પગના શ્રીકૃષ્ણજીના વક્ષઃસ્થળ પર ચોટેલા લાક્ષારસનું અત્રે વર્ણન છે અત્રે વાત્સાયન-મતે ક્રોધ-મધનું વર્ણન છે ૫-પંકજ=ચરણ-કમળ અરુણ-રંગે=લાક્ષારસે રંજીત=લદબદ થઈ લાનાશ મારતું રમગ્દુમ=મન્મથ રૂપી વૃક્ષ. સ્ફુટ=સ્પષ્ટ રીતે અંકુર-ગુચ્છ=અંકુરોનો ફાગ ૫ ચુમ્બન કરતા પ્રતિનાયિકાથી થયેલા દંત-ક્ષતનું અત્રે વર્ણન છે અધર=અવરોષ્ટ. દશને=દંતથી જરાય ન ભિન=“તમારા ઓષ્ટ પ્રતિનાયિકાના દંતથી ઘવાયા છે અને તેજ કારણે મ્હારૂં અંતર પણ તે દંતક્ષત જોઈ અત્યારે ચિરાઈ ગયું છે,–ઘવાયું છે પ્રભો, આ દુ:ખમાં પણ આપણી આ સમાનતા આપણાં હૃદય એક જ છે, એમ પૂરવાર કરે છે ”–એ ભાવ ૬ ‘તમારો મ્હારા પર પ્રેમ છે જ નહિ, હતો પણ નહિ ”–એમ ગર્વિતાનું કટાક્ષ અને ચિરાયેલ હૃદય શ્રીકૃષ્ણ પર આરોપ મૂકે છે,–તેનું અત્રે વર્ણન છે “જેનું અંગ કાળું–તેનું અંતર પણ કાળું જ હોય ને ?”–એ ભાવ કાલિમા= કાળાશ “વળી જેનું નામ કૃષ્ણ (કાળું),–તેમાં કાળાશ હોય તેમાં શી નવાઇ ” એ ભાવ તમયેલી=તમારામાં વેલી–ગાઢી બનેલી.તરૂણીને=યુવતીને છેલ્યા=રંગીલા ફ્હાન છેહે=રંગાઈથી છળાવત હો=છેતરો છો , ઠગો છો, ૭ ઉપર કહેલ આરોપથી ન અટકી ખીજાયેલ રાધા શ્રીકૃષ્ણજીનું પોત ઉઘાડે છે,–તેનું અત્રે વર્ણન છે કાળ=કૃતાન્ત અર્થ=હેતુ શૈશવ= બાલ્યાવસ્થા. પોત=જાતભાત પૂતના=કંસે મોકલેલ કૃષ્ણને ધવડાવી મારી નાખવા આવેલી રાક્ષસી ૮.બાની=વાણી. વંચિત=પ્રિયતમે જેને ઠગી છે તેવી સ્ત્રી વિબુધાલય=વિબુધોનું રહેઠાણ વિબુધ=¹ પંડિત, ². દેવ. અદકી=સુંદર, અધિકતર સારી સુમધુર=વધારે મીઠી અમૃતથી પણ કવિશ્રી જયદેવના પ્રબંધનો અત્રે વ્યતિરેક દર્શાવ્યો છે.

૨. અત્રે પણ પ્રતિનાયિકાના પાદન્યાસથી લદબદેલા હરિ-હૃદયની રક્તતાનું વર્ણન છે. પદ-લાક્ષા=ચરણના અળક્તકથી. રંજેલું=રંગેલું. નિહાળી=જોઈ પ્રણય-ભંગી=સ્નેહનો ભંગ કરનાર. ‘ મરૂં લાજી લાજી ”–એ પદથી “પ્રભો ! આ તમારો વિચિત્ર ને વિકારભર વેષ નિહાળી મ્હને લજ્જા આવે છે,–છતાંય તમો લાજતા નથી. જાવ, અહીંથી

સીધાવો."–એવા ભાવનું સૂચન કર્યું છે. અત્રે નાયિકા અધીરા ખંડિતા છે.

૩. રસી=રસ લઈ. નીલમણિ–મધુપ=મુકુટમાં આવેલ નીલમણિરૂપ ભ્રમર. રસવે=રસાવે છે. મૌલિ=મસ્તક. સ્વર્ગંગ=સ્વર્–ગંગા ; મંદાકિની. સ્વચ્છંદ=યથેચ્છ રીતે. સુધા–મધુ=અમૃતરૂપી મધ. પદપદ્મ=ચરણ–કમળ. નિર્ધારી=ધ્યાન પથે નજર આગળ ખડું કરી. અત્રે બલિરાજાને છળવાને વિરાટ સ્વરૂપ ધરનાર વામન સ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાનના બીજા ડગલાને અનુલક્ષી આ કથન છે.

આમ ચોરી છુપાવવા જતાં પ તે ચાસન થઇ, ઉત્તર સરખો પણ પ્રભુ ન આપી શકયા,–તેથી આ સર્ગનું નામ ' विलक्षलक्ष्मीपति ' રાખ્યું છે.

## સર્ગ નવમો.

૧. ચતુર કૃષ્ણ ઉપેક્ષાના પથે રાધાની વિરહ–વેદના વધવા દઇ પાછળથી ભેદ–આદિ ઉપાયે રાધાને પોતાની કુંજમાં સમજાવી લઇ આવવાને એક દૂતીને મોકલે છે,—તેનું અત્રે કથન છે. તનમન=તાલાવેલી–ભર. ધવતી=ધ્યાને ધરતી. કલહાંતરિત=કંઇક કલહને લઇ પતિથી વિખુટી પડેલ વિરહથી દવાની નાયિકા. દુહાગી=દુ:ખી. શણુતી=હવે ક્રોધ ઉતરી ગયે દૂતી–વચન શણી લેતી. 'શણુતી'–પદ રાધા સાથે જાય છે, ને તે તેમના ક્રોધના ઉતરી જવાનું અને તેમના પશ્ચાતાપ કર્યાનું સૂચક છે.

### પ્રબંધ પહેલો.

અત્રે ઉપર્યુક્ત દૂતી–ઉક્તિનું વર્ણન છે. માનની=માનમાં મરડાઇ જતી સ્ત્રી. માન ની=માની જા. રૂસણું=રીસામણુ–મનામણુ. અભિનંદજે=વધાવી લેજે. ૧. અત્રે દૂતી સમયની અનુકુળતા દર્શાવી રાધાની ઉત્સુકતાને વધારે છે. સુહતી=શોભી ઉઠી છે. મદભર=ઉન્માદના ઉદ્દીપક. અભિસરશે=શ્રીકૃષ્ણજી પણ વિહાર–અર્થે હવે કુંજ–ભ્રમણ આપોઆપ આદરશે. ૨. તરૂ=ઝાડ. સડવું=મુંઝાઇ રીઝાઇ ધડી રહી દુ:ખી થવું. ૩. ગરવાં=મોટાં. ગુરૂ=ભારે. ચક્રવર્તી=૧. ગોળાકાર; ૨. સર્વત્ર પોતાની વિજય–પતાકા ફરકાવનાર. સરખાવો:–

तन्वि तव कुचावेतौ नियत चक्रवर्तिनौ ।
आसमुद्रक्षितीशोऽपि भवान्यत्र करप्रदः ॥

અન્વય=ઉંહનાથી જેની મત્તાનો પરાભવ ન થઇ શકે તેવા. ઉજળા=ગૌર, પવિત્ર. સુવન=ઘટ ૨ ણ. વિન્ળ કરતી=શરમાવી નાખે છે અત્રે ગધિમના સ્તનની પ્રનોલન-શક્તિની પ્રશશા ની છે, ફળ માત્ર ઉપભોગને અર્થે છે, આ ત્યાગ સ્તનફળ પણ ભોગી શ્રીકૃષ્ણના ભોગના સુખનો આસ્વાદન લ્હાય તો તે અફળ છે,-એમ અને 'સ્તન-ફળ'-શબ્દથી સૂચવ્યુ છે ૪ રૂવે=રડે છે વિકલવા=આકુળ-વ્યાકુળ. માને મેળવા=એ આવી મ્હને મનાવે તોજ હુ જાઉં,-એવા નેમ-ટેક રાખવાથી શાયે શુ? પરિહરજ્ઞ=છોડ, ત્યાગ. માધવ'-એ ૫ "લક્ષ્મીના પતિ,-એ તે વળી કંઈ હાથ આવે અને આવે તો તે પોતાની ચચળના ને ચપળતા મૂકે પણ ખરા કે? હાથ આવ્યા પછીથી પણ તેમને મ ભાળી માચવી રાખવા-એમા જ ચતુરતા, ડહાપણ તુ આમ રીસામણા-મનામણા કરે છે-તો પછી સભાળજે,-એ ઠેક હાથથી છટકી ન જાય -એમ રાધાને સાવધાન રહેવાનુ એ સૂચક છે ૬. સાઝ=મિઠાશી રતિ-પ્રેમ નિરખી=નિહાળી. ૭ પરિતાપે=વિરહ-સતાપે. તાવે બાળી નાખે છે. ઉર=હ ય. ૮ ભાવસુ=ભભાવ પ્રિયવદન=મે ડો પ્રિય વચને ઉણપ= ઓછાપણુ. ૯ વિધુરી=વ્યાકુળ ગતિ=કૃષ્ણ-રતિ આપ=આપો-આપ પોતાની મેળે જ; વિણ પ્રયત્ને

૨. "શ્રીકૃષ્ણ તો પુરા ચતુર છે એટલે બધીના ય મન રાખે, પણ પારમાર્થિક પ્રેમ તો ત્યાગ પરજ છે-એ જાણી બુઝીને સમજ્યા છતા પણ અણસમજુ શુ બની તુ આમ હાડ જાય, તે કંઈ તને ઘટે?"-એમ દર્શાવી કૃષ્ણ પધારે ત્યારે તેમને વચન-શરથી ન વીંધવા ને આવતા કચને વધાવી લેવા રાધિકાને તેની સખી સૂચના કરે છે ને તે સાથે એમ પણ સૂચવે છે કે,-જો તેમ નહીં થાય, ને જો આગ્રહ કરીશ તો વિરહ-પીડ વધશે ને તું દુ ખી થઈશ. ત્યારે કર્યું ત્યારે જ બોલવુ પડશે. આડી=ઉવેખ અર્થ અદ્દણ કરી દડ કરનાર હઠીલી

વાંકી. રાગી=પ્રેમાળ. રૂક્ષતા=કઠ્ઠારા. કટુતા=કડવાશ. વામતા=આડાઈ; હઠ. હિમે=બરફમાં. દીશે=દેખાય છે. ક્રીડા–કથા=વિલાસ–વાર્તા. શીતકર=જેનાં કિરણ શિતળ છે તેવા ચંદ્ર. ઉષ્ણાંશુ=જેના કિરણ ઉષ્ણ છે તેવા, સૂર્ય.

૩. શ્રીકૃષ્ણે ઇંદ્ર–મહોત્સવને અટકાવ્યો ને તેને સ્થાને ગોવર્ધન પર્વતની પૂજા કરવાની પ્રેરણા કરી, તેથી કુપિત થયેલા ઇંદ્રરાજે મુસલધાર વરસાદ વરસાવી ગોકુળમાં ત્રાસ વર્તાવ્યો: પણ તે ત્રાસ શીટાડવાને શ્રીકૃષ્ણજીએ તો આખા ગોવર્ધન પર્વતને મૂળમાંથી અદ્ધર ટચલી અંગુલિ પર ઉપાડી લઈ ગોકુળવાસીઓનું રક્ષણ કીધું, અને ઇંદ્રના મદનું તે સાથે મર્દન પણ કીધું;–એ પુરાણ–કથાને અનુલક્ષી આ વર્ણન છે. 'તે હસ્ત રક્ષો સદા.'–એ પદથી શ્લોકને અંતે સંપ્રદાયની રીતિએ સર્ગની આશીર્વાદાત્મક સમાપ્તિ પણ કવિએ સાધી છે. મેઘ=વરસાદ. વ્યાકુળ=રીબાતું. લહી=જોઈ. ગોવર્ધનં=ગોવર્ધન પર્વત પણ. ધરમલ=અદ્ધરતાલ. તોળી=સમતોલ કરી. દળી=ઉતારી. વજ્રી–ગર્વ= ઇંદ્રના મદને. વિજય–પ્રશસ્તિ=વિજયના પ્રશંસા–લેખ.

અત્રે ભગવાનને પ્રેમાતુર અને વિલાસોત્સુક વર્ણેલા હોવાથી આ સર્ગનું નામ 'अमन्दमुकुन्द'–રાખ્યું છે.

## સર્ગ દશમો.

૧. ગૌરવ ગુમાવવું પડશે.–એના ભયથી માનિની રાધા અત્રે આવશે નહિ, અને બિચારી વિરહ–વેદનાથી વ્યર્થ દવાઈ ઝૂરી મરશે,–એમ ધારી શ્રીકૃષ્ણ પોતેજ માનિની પ્રિયાને મનાવવા ત્યાં આવે છે,–તેનું અત્રે કથન છે. અત્રે ભગવાન શ્રીકૃષ્ણની દક્ષતા તેમજ દીનતાનું સૂચન છે. સુણી=સાંભળી. સખી–શીખ=સખીની શીખામણ. વ્હીલી–ઢીલી=વિરહથી આકુળ–વ્યાકુળ, તેમજ તેના તાપથી તપી અંગે શિથિલ,–દીન. રોષ=ક્રોધ. દાબી=દબાવી અળગો કરી. ઉષ્ણ=ઉન્હા. વ્હીલું=મ્હોંબાકળું. વિમાસી= વિમાસણમાં પડી જઈ. "ભગવાન આવશે કે નહિ ? આવશે તો ક્યારે આવશે ? અને નહીંજ આવે તો મ્હારાથી આ લીધેલ માનનો ત્યાગ

કેમ થશે ? ગૌરવ કેમ શમાવાશે ?–અને આ વિરહ તો સહ્યો પણ જતો નથી ! શું કરવું ?"–એવી વિમાસણમાં પડી ક્ષીણ=વિરહાગ્નિથી સોસાઇ અંગે કૃશ બનેલ. સુગદ્ગદ=અતિશય ગદ્ગદ કંઠે. પ્રિય–ચિત્તહારી= પ્રિયાના ચિત્તનું હરણ કરે તેવાં, મધુર મીઠાં વચને.

### પ્રબંધ પહેલો.

અત્રે પ્રિયાને મનાવવે શ્રીકૃષ્ણની દક્ષતા ને દીનતા ભરી ઉપર્યુક્ત ઉક્તિનું વર્ણન છે. સુશીલ=સુંદર શીલવાળી. શ્યામસુ=પ્રિયતમ પ્રાણેશના પ્રતિ. મ્હેર=કૃપા ધવે=પ્રિયતમ પર. જ્વળે=બળગે છે. વપુ=શરીર પ્રબળ=અતિશય. પ્રજ્વળે=પ્રજ્વલે છે: ભડકે બળે છે. દવ–પાન=વિરહદવનું પાન. "અંગ અનંગી આગમાં બળે છે,–અને તે આગની શાંતિ તું જ કરી શકે તેમ છે. પ્રિયે ! નાનાવિધ ચુંબન દઈ તું એ વિરહદવાગ્નિને ચૂમતા ચૂમી લઈ શાંત કરી દે."–એ ભાવ છે અત્રે માર્ગ–ઉપાય વાપર્યો છે. ૧ ટહુક=કોયલની જેમ લહકારીભર બોલ. હું–ભયતમ='માનિનીની મ્હેર મેળવાશે કે નહિ ? તિરસ્કાર તો નહિ કરે,–એવી રીતનો જે શ્રીકૃષ્ણમાં ભય પેસી ગયો છે,–તે ભયરૂપ અંધકાર. અણતોલ=બેહદ ધ્વંસે=નાશ કરે. દંત–રુચિ–ચંદ્રા=બેશક બે મીઠા મધુરા ટહુકા કરતાં મુખ જરા વિકાસ પામે, ને તે સમયે દર્શ દેતી દંત–ચંદ્રની કાંતિ–ચંદ્રિકા. 'પ્રિયે, ત્હારા અબોલા તોડ, મીઠડા બે બોલ ટહુક, અને હૃદયવર્તી મ્હારા ભયને દૂર કર.'–એ ભાવ. મંજુ=મનોહર. દૃગ–ચકોર= મ્હારાં નયનરૂપી ચકોર પક્ષી. સ્મિત–સુધાએ=ત્હારા હાસ્યની સુધાને માટે. તલસાવે=આતુર બનાવે છે. 'પ્રિયે, પ્રથમ તો મ્હારાં નયન જેમ ચંદ્રના દર્શન–અર્થે ચકોર અધીર બને છે, તેમ તારૂં મુખ જોવાને અધીરાં બન્યાં છે. માટે જરા મ્હારા સામું જો: અને આ ચકોર ચંદ્રમાંથી ઝરતી સુધાનું પાન કરવે તલસે છે તેમ ત્હારા મુખની હાસ્ય–સુધાનું પાન કરવાને તલસતાં મ્હારા આ નયનને ત્હારી હસતી મુખમુદ્રા દર્શાવી તૃપ્ત કર."–એ ભાવ છે ૨. નીલ પદ્મ=નીલ કમળ સુતનુ=કૃશાંગી. રક્ત પદ્મ=રાતું કમળ 'નીલ' કમળ જેવાં ત્હારાં આ કાળાં કામણગારાં નયન અત્રે રોષને લઇને લાલ કમળની

જેમ રાતાચોળ બન્યાં છે–અને એ મ્હારા હૃદયનુ છેદન–ભેદન કરી વીંધી નાખે છે'–એ અર્થ છે લહી=ધારી રંજે=રક્ત કરતી હોય "કૃષ્ણ=શ્યામ રંગી (નયનને) રંજ=રક્ત કર. કૃષ્ણ=મ્હને,– શ્રીકૃષ્ણને શોણિતે=લોહીથી ગોણ=લોહી "હે પ્રિયે ! ત્હારા નીલ કમળ શા કૃષ્ણ લોચન રોષને લીધે રાતાચોળ થયા છે નીલ કમળ તો કામદેવનુ છેદન–ભેદન–શીલ એક બાણ છે, અને એ ભાવે જો એજ પ્રકારે તેને તુ મ્હારા હૃદયને વીંધી–ભીંદી રકતથી રંગદોળી રાતા કરતી હોય તો એ ત્હારા કૃષ્ણ લોચનને તુ ભલે રક્ત કર, અને હુ પણ કૃષ્ણજ છુ, મ્હને પણ હવા જેમ ત્યા તુ ક્રોધયુક્ત થઈ કરે છે, તેમ તેને બદલે પ્રસન્ન થઈ એ પ્રકારના કૃપા–કટાક્ષરૂપ બાણના મારથી રક્ત રેલાવી રક્ત કર, અને તે રક્ત મ્હારા પર પણ પાગરી રક્તની શોભા વધાર તુ હવે પ્રસન્ન થા મ્હારા તરફ પ્રસન્ન–વદને જો."–એ ભાવ છે શ્રીકૃષ્ણજીની આ દાક્ષિણ્યપૂર્ણ ઉક્તિ છે ૩ રૂઠી હોય=ગુસ્સે થઇ હોય નારાજ બની હોય ચહે=મરજીમા આવે તો પડ=દશન–ક્ષતે ચીરી નાખ ચડિ=રૂઠેલી સ્ત્રી વળ=આની વામે=દૂર થાય મટે 'પ્રિયે ! હુ ત્હારે આધીન છુ,– ત્હારી નજરમા આવે તેમ મ્હને શીક્ષા કરી આ ત્હારા ક્રોધનો ત્યાગ કર ઇચ્છા થાય તો નખ–ક્ષતે આ મ્હારૂ મર્માંગ વીંધી નાખ ત્હારા ભુજ–પિંજરમા પૂરી મ્હને કેદ કર અગર દતક્ષત–પૂર્વક ચુંબન લઇ–દઇ મ્હારા અધરને વિદાર ન્હાય તેમ દડ દે"–એ અર્થ છે શ્રીકૃષ્ણના વશવર્તત્વનુ અત્રે વર્ણન છે ૪ તનમનધન=સર્વસ્વ તરવે= તરવાને ભવે=સસારમા મ્હેર=કૃપા રીઝ=પ્રસન્નતા ન્યારી=અવનનવ ૫ પદ–પલ્લવ=પગની પાટલીરૂપ કમન–દન મડન=ભૂષણ અનગી= કામદેવની રોમેરોમ=આખે અંગે લાગી લ્હાય=લ્હાય લગાડી દાહે=બાળે છે વિષઘ્ન ઔષધિના પલ્લવ મંત્રેલા પાણીમા ભીના કરી મસ્તક ઉપર મૂકવાથી સર્પાદિ–વિષ દૂર થાય છે –એ તત્ર–કથનને અનુલક્ષી અત્રે આ ઉક્તિ કાઢી છે ૬ મર્દે=મર્દન કરે છે પદ્મ–મદ=રક્તતાના અંગે લાલ કમળને ચઢેલ મદ વર્ધે=વધારે છે રંજી=રક્ત કરી, અનુરાગી

કરી ઉન્માદ=મસ્તી મચવે=મચાવે છે. અગતે=અવક્તકે ઉધટે= ઉમળકા ભર સુહતી તને=તને શોભા આપે તેમ ૭ સુહે=શોભાવે તુગ=ઉંચા. કુચ-શૃંગે=સ્તનના શિખર પર. હાર-ધ્વજ=માળા રૂપ ધ્વજ નિતમ-ડિડિમ=નિતબ રૂપ દુદુભિ મેખના=કદોરો ધુવગાળી= ઘુઘરીઓવાળી. આણ=આજ્ઞા મન્મથ=કામદેવ "ધમન્તી ઘુઘરાળી મેખનાએ વળુ-કુજમા પધારી રસ-'હાત્ર લે અને આપ"-એવા આશયનુ અત્રે ગૂઢ સૂચન છે ૮ પુનિત=પવિત્ર નમના=અનુસધાન કરતા રમવી=રેલાવી રસ-રેણુ=પ્રીતિરસના રેણુ સુદે=હર્ષમા. રમાવી= રસમસ કરી. ખડનને લીધે થયેના સ્નેહ-ભગનુ પ્રીતિ-રસના રેણુથી ભગવાનના વચન અનુસધાન કરે છે, તેથી તેને 'રમરેણુ રમતા'-અત્રે કહેવામા આવ્યા છે

૨. ગધિકાજીના અમોઘા હજુય તુટતા નથી અને તેને પરિણામે તેમના હૃદયમા હજુ કઈક ખુચ્યા કરે છે,-એમ ધારતા શ્રીકૃષ્ણની આ ઉક્તિ છે રાગ-પકે=એમના કીચ્ચડમા મુઝે=મુઝાય છે આખ્ખી=મત્વર ને સ્હેજ મ્હેજમા તપી જાય તેવી વિતનુ=કામદેવ પરિહર=ત્યાગ કર. ભૂરી=દુ ખદ ભ્રાતિ=ભ્રમ. ભામા=ક્રોધવાળી સ્ત્રી ભુજે ભીડ=દૃઢ આલિંગન આપ

૩ 'હજુય હુ અપરાધી છુ,-એમજ તને ભામતુ હોય તો એ ચડિ! મ્હાવ તેવી મ્હને શીક્ષા કર,-પણ પ્રિયે, ત્હારી રીમ દૂર કરી હવે પ્રસન્ન થા મ્હારાથી આ કામદેવના કારમા શર-પ્રહાર હવે નથી ખમાતા'-એમ પ્રેમના અતિશયને અગે શ્રીકૃષ્ણજીની વિરહમાતરતાનુ અત્રે વર્ણન છે. અત્રે મલ્લ-કુસ્તી શી ચેષ્ટા દર્શાવી છે દૈ ચર્ણ-બેડી=ચર્ણની બેડી દઈ જકડી=સજ્જડ કરી ચડિ=રૂઠેલ સ્ત્રી કારમા=ભયકર શર=બાણ

૪ હજુય પણ ન તુટતા અમોનાને તોડાવવાને શ્રીકૃષ્ણની અત્રે પ્રાર્થના છે રીસી=રીસાઇને. વૃથા=કઈ પણ મરણ સિવાય. મીટ=નજર. સુમુખિ=સુદર મુખવાળી વિમુખી ના થા=આડુ ના જો. તર્જ ના=

તિરસ્કારી ન કાઢ. યાચે=પ્રાર્થે છે. પ્રીતે પૂરી=પૂર્ણ પ્રેમથી. પ્રાણ= પિયુ. "વિમુખી ના થા, ના થા."–એ પદ કૃષ્ણની પ્રાર્થના-ગર્ભિત દીનતા દર્શાવે છે.

૫. "હું કયાં રીસાઈ છું?–અપરાધી હૃદયે એવી વ્યર્થ આશંકા કરી મ્હને શા માટે સતાવો છો? મ્હારે રીસાવાનું કારણ પણ શું?"– એમ જાણે કહેતી, પણ તે છતાં ય રીસમાં ને રીસમાંજ હજુય અબોલાનો ત્યાગ ન કરતી રાધાને શ્રીકૃષ્ણજી જે કહે છે, તેનું અત્રે વર્ણન છે. મુહતી=બુદ્ધિ હરનાર. કુટિલ=વાંકી; ક્રોધથી ચઢેલ ભ્રૂ=ભમ્મર. કારી=ભયકર. મથી=ખોળી ખોળી દૂર કરી. ઉગરતી=રક્ષણ કરે છે; જીવનદાન દે છે. મંત્ર સિદ્ધ થી=સિદ્ધ થયેલા મંત્રની માફક. અધર– અમી= અધરામૃત. "પ્રિયે, ત્હારા અધરામૃતના પાન સિવાય મ્હારા જીવમાં હવે જીવ આવે તેમ નથી જ."–એ ભાવ છે.

૬. આમ પણ તે પ્રસન્ન થતાં નથી: એટલે તેમનું મન મનાવવે શ્રીકૃષ્ણજી બીજી યુક્તિ વાપરે છે, અત્રે તેના નખ-શિખ રૂપની પ્રશંશા કરી તે બળે સાધ્યની સિદ્ધિ મેળવવા પ્રવૃતે છે. કુંદ=એ નામનું ફૂલ. બંધુક=બપોરિયાં. તગે=તગતગ થાય છે. નાસા=નાક. નીલોત્પલ=નીલરંગી કમળ. ચગે=ચકચકાટ મારે છે. ગડ=લમણાં. પુષ્પ-સેના=પુષ્પની સેના. પુષ્પેષુ=પુષ્પ જેનાં બાણ છે તે, કામદેવ. મુખ-અંગણ=મુખ રૂપ રણભૂમિ પર. કામદેવને પચ- શર કહેવામાં આવે છે, ને તેનાં બાણ પણ પાંચ પુષ્પો છે, અને તેથી અત્રે રાધાનાં પણ પાંચ અંગનું વર્ણન છે: એમ અત્રે કીધેલ ભાવનાની સસૃષ્ટિની સાર્થકતા છે.

૭. "અરે! તું માનવ-સ્ત્રી નથી, તુ તો કોઈ દેવાંગના છે; દેવાંગનાની દિવ્યતા તે કઈ માનુષિક રોષ ધારે કે? ત્યાગી દે પ્રિયે! તે રોષ,–અને વર્ષાવ ત્હારી તે દીવ્યતા."–એમ એ પદે પણ તેના ગૌરવને સ્થાપિત કરી તેના ક્રોધનું ખંડન કરવા ઇચ્છતા શ્રીકૃષ્ણની આ ઉક્તિ છે. સુકેશી=[1] સારા કેશ વાળી; [2] એ નામની અપ્સરા. નવલ=નાજુક. ચિત્રલેખા=[1] ચિત્રની લીટી; [2] એ નામની

અપ્સરા. ભ્રૂ=ભમ્મર. મદાલસા=[1]મદને લીધે મંદ; [2] એ નામની અપ્સરા. દૃગ=નયન. મનોરમા=[1] મનહર; [2] એ નામની અપ્સરા. ચાલ=ગતિ. કલાવતી=[1] કામ-કલાથી ચકચૂર; [2] એ નામની અપ્સરા. સુઘન=માંસલ. જંગ=જાંઘ. રંભાં=[1] કેળ; [2] એ નામની અપ્સરા. ત્રિદિવસુંદરીમયી=એ પ્રમાણે સ્વર્ગની અપ્સરામય. પૃથ્વીગતા= પૃથ્વી પર. "આવી સ્વર્ગીય સુંદર દેહ આમ વ્યર્થ પરિતાપે તપી અકાળે કરમાવી નાંખવી ઘટિત નથી. સિંચ ત્યાં સત્વર પ્રિયતમના સંગનું રસામૃત ને સુહવ તેને ખીલાવી ફળે-ફુલે."- એવા પણ આશયનું અત્રે સૂચન થાય છે.

૮. વાતા=અજાવતા હતા. ગ્રીવા=ગરદન. મૌલિ=મુકુટ. તાને= સંગીતના તાનમાં. ડુલી=તેની લ્હેમાં જ લીન બની ગઈ. સુમુગ્ધ=મનોહર. રાધા-મુખેન્દુ=રાધાના મુખ-ચંદ્ર. ઉર્મિ=મોજાં. ઉછરી=ઉછળ્યાં. સુધા=અમૃત. "રેલો સુધા સૌખ્યની."-એ પદથી સંપ્રદાયને અનુસરી સર્ગને આશીર્વાદથી સમાપ્ત કીધો છે.

ઉક્ત-પ્રકારે રાધિકાને મનાવવે શ્રીકૃષ્ણજીએ પોતાના ચાતુર્યનું તેમજ દાક્ષિણ્યનું અત્રે દિગ્દર્શન કરાવ્યું હોવાથી આ સર્ગનું નામ પણ 'ચતુરચતુર્ભુજ' રાખ્યું છે.

## સર્ગ અગીઆરમો.

૧. 'પ્રિયાને મનાવી શ્રીકૃષ્ણજી તો સ્વકુંજે પધારી ગયા, અને પાછળથી રાધિકાને પણ ત્યાં લઇ જવા એક દૂતી ત્યાં આવી પહોંચી. તે શણગાર સજી મજ્જ થઇ બેઠેલાં, પણ જવાની વિમાસણમાં પડેલાં રાધિકાની પાસે આવી બેસે છે.'-તેનું અત્રે વર્ણન છે. મીઠડી=વ્હાલી. માની=માનિની. સ્મર-સુભગ=કામદેવના જેવા સુંદર. સીધાવ્યા=પધારી ગયા. કોડીલા=કંઈ કંઈ કોડ ભર્યા. ભૂષી=શણગારી. તન=શરીર. મજ્જ=તૈયાર. વિમાસે=વિચારે છે કે'પ=કહે છે. વાસકસજ્જા નાયિકાના અભિસારની આ ઉથાનિકા છે. 'સજ્જ'-પદ રાધિકાની ઉત્સુક્તાનું દર્શન કરાવે છે.

ગજગામિની=ગજના જેવી ગતિ વાળી. પળી=નિકળી. હંસગામિની અને ગજગામિની કહી રાધાની ચાલ અત્યંત મનોહર છે,–એમ સુચવ્યું છે. ૮. પૂરા=બરાબર. ઘડી=પળ. મદનાતુર=કામેચ્છાથી તલપાપડ. રણકે=રણકારે. અનૂપ=અવર્ણ્ય રીતે. રંજ=રક્ત કર. રસે=પ્રેમરસથી. તૂર્ણ=ઝટ; સત્વર. ૯. મંજુલ=મનોહર. રસ–સાજે=રસની સર્વ સામગ્રી સહિત. કવિએ પીરસેલ કાવ્ય–રસ અત્રે એવો છે કે તે પુષ્પરસ તેમજ પ્રીતિ–રસ ઉભયને પણ વિસરાવી દે છે."–એવો અત્રે ભાવ છે.

. ૨. શ્રીકૃષ્ણની મદન–ચિંતાનું રસમગ્ન બની નિરીક્ષણ કરતી હતી અત્રે તે રમણીય ચિત્રને રાધા સન્મુખ વર્ણી બતાવે છે. એક મીટે=પલકાર પણ લીધા સિવાય. ચિર=દીર્ઘકાળ. વેણે=વાણીયે. રંજશે=પ્રસન્ન કરશે. તમે=અંધકારમાં. 'મૂર્છે.'–એ પદથી કામની અંતિમ દશા પર શ્રીકૃષ્ણજી આવી ગયા છે, એમ દર્શી હતી, રાધાને ત્યાં તેમને સત્વર જઇ મળવાનું સમજાવે છે. વળી 'તમે.'–એ પદ જવાની અનુકુળતાનું પણ સૂચક છે.

૩. 'અંધકારની અનુકુળતા છે, ને અભિસરણ યોગ્ય કાલ છે, તો હે સખી, તે અંધકારની અનુકુળતામાં પણ સવિશેષ અનુકુળતા અર્પવે શણગાર તેવા સજી તું સત્વર પ્રભુના પથે પળ.'–એવા આશયે સખીની આ ઉક્તિ છે. શ્યામ–સરોજ=નીલોત્પલ. સાજી=ધારણ કરી. શ્રવણે=કાનમાં. આરોપી=પ્હેરાવી. તાપિચ્છ=શ્યામપર્ણી તમાલ–પત્ર. કજ્જલ=શ્યામ કાજળ. મૃગમદ=શ્યામ કસ્તુરિકા. રેખી લતા=રત્ન–ભૂષણ રૂપ એકાદ વેલડી સ્તનપર દોરી. નીલાંબર=શ્યામ સાડી. લપેટી=આવરી. તમ=અંધકાર. અભિસારિણી=પ્રિયતમને મળવા જતી સ્ત્રી. સર્વાંગ= બધે અંગે.

૪. અંધકારમાં અભિસરતી અભિસારિકાના રૂપ–લાવણ્યના ઉત્કર્ષનું અત્રે વર્ણન છે. ગૌરાંગી=શ્વેત તેજસ્વી અંગવાળી. વીજ= વીજળડી. 'વીજ'–પદ અભિસારિકાની ચંચળતાનું અને ચપળતાનું સૂચક છે. 'ભૂષણ–ઝબે=અલંકારની કાંતિથી. તમાલ–વન=શ્યામરંગી

તમાનપત્રની ઘાડી ઘટાથી ઘટ્ટ તમ ઘોર=ગાઢ અધકાર પ્રેમ-હેમે=સ્નેહ-સુવર્ણે 'આવા ગાઢ ભયકર અધકારમા પણ તેથી ન ડરી જે અભિમરે તેજ ખરી પ્રેમીવી,–ને તેમાજ તેના પ્રેમનુ ખરૂ તત્વ –એવો દૂતીની ઉક્તિનો આશય છે અત્રે પ્રોત્સાહન નિસીમ છે

૫ ઉરના ઉભરાથી જવાને તત્પર થયેલી પણ સ્ત્રીઓને આવતી સ્વાભાવિક ક્રીડાને અગે તે રતિને દમાનવા જતી રાધિનના પ્રતિ સખીની આ ઉક્તિ છે ઉમળકી=ઉમળકાભરી સીધી=હોશ ભેર, આડુ-અવળુ જોયા વગર 'સીધી'–પદ રાધાની ઉત્સુક્તા ને તાનાવેલીનુ સૂચન કરે છે

## પ્રબધ બીજો

કુજમા પ્રવેશ કરાવવે અને કૃષ્ણજીના સગે રમવે-ઝુમવે સખીની અત્રે મધુર પ્રેરણા છે ૧ દુષ્પ્રવેશ ગાજે=આ મજુ વજુન-કુજનુ દ્વાર કજે-કુલે લચી પડેલ વૃક્ષ-વેલીથી એવુ તો ઘટ્ટ છવાઇ ગયુ હતુ કે તેમા રહી પ્રવેશ કરવો એ સામાન્ય જનને માટે પણ દુર્ઘટ હતુ છતા તેમાજ રહીને ભર યૌવનને લઇ અગે-ઉપાગે ફાલ્યા-ફુલ્યા રાધિકાને ત્યા પ્રવેશવાનુ હતુ, ને તે તેથી સવિશેષ દુર્ઘટ હતુ એટલે સખી કહે છે કે,–'બેની, ત્હારા આ બ્હાર ઉપસી આવતા સ્તન, જઘન–આદિને જરા સકેલી સકડીને અદર પ્રવેશ કર " ૨ તિમિર=અધકાર, 'ા'–એ પદ, 'જ્યા દીપકનો અભાવ હોય, ત્યા અધકાર પોતાની આણ વર્તાવે, પણ તુ તો અહીં દીપક જેવી આવી પ્હોંચી છુ,અને તે છતાય અદર તો હજુ અધકાર પોતાની આણ વર્તાવે છે બ્હેન, તેજ અને અંધકારની હયાતી એક સાથે સભવતી નથી એ અધકારને સત્વર દૂર કરી ત્હારા તેજની ત્યા આણ વર્તાવ."–એવી ભાવનાને પ્રકટાવી રાધાને કુજમા સત્વર તેની સખી અત્રે પ્રવેશનાની પ્રેરણા કરે છે. સાજે=આપ્ત કરે છે લપટ=ગાઢ "ક્રીડાગૃહ એ તો ત્હારૂ પ્રિયતર સ્થાન,–અને ત્યા અધકાર ! બેન, ત્હારાથી એ જોયુ પણ કેમ જાય છે ? શીઘ્ર થા,–એ અધકારને દૂર કરવે હસતે મુખે અદર પ્રવેશી ત્હારા દત-ચદ્રની કાંતિ-ચદ્રિકાથી એ અધકારનો સત્વર નાશ કર."–એ

બધુ 'ક્રીડાગૃહ'–પદથી અને ત્રીજી પંક્તિથી સ્પષ્ટ થાય છે હણુ=નાશ કર ૩ સ્નાને=સ્નાન કરી. ૪ ધરેલ=ધરૂ રીને કુદરતે શણગારેલ. કુસુમ–કોમળ=કુસુમના જેવી અંગે કોમળ ખીલતી. કળી=ભર યુવામાં આવતી સુમન–દેહે=પુષ્પ શા કોમળ અંગે ૬ મધુપ–વૃંદ=ભ્રમરના જૂથ. ગુંજી=ગુંજારવ કરી રસ–સિંધુ=રસના સાગર ૭ માજી=મિજાની શુભ=પવિત્ર, અન્ય કોઈ સ્ત્રીના રમણથી અપવિત્ર ન થયેલ શે ના માજે=મ બેસીને સુહાતની નથી કુચ–બિંબ=સ્તનોના અંતરાલમાં, સ્તનોના મધ્ય પ્રદેશમાં ૮ પ્રણય=પ્રેમ રસ–વિનાસી=રસમાં વિલાસ લેનાર મૃદુ=કોમળ અકિનષ્ટ ઉલ્લાસ=આનંદ, હર્ષ

૬ અને સખી રાધાને કહે છે કે – 'શાણી સખિ! તું આમ સંકોચાય છે કેમ? કોની શરમ રાખે છે?–તેનું તને ભાન છે? શ્રીકૃષ્ણજી તો ત્હારા પ્રેમના મૂલે ખરીદેલા અણમૂલા દાસ છે તેની તે શરમ હોય? ગુરૂજનની કે વડીલ જનની શરમ હોય –કંઈ દાસજનની તે ઘટે?" સ્મરે= સ્મરદેવથી,–કામપીડાથી અનિશ=હરહમેશ અમી=અમૃત ભાર સુહાન=પ્રિયતમ શ્રીકૃષ્ણના અંકમાં વિરાજી તેને સુહાવ તર્પ અમી પૈ=તેવી પરિસ્થિતિમાં ત્હારા અધરામૃતનું પાન કરાવી શ્રીકૃષ્ણને તૃપ્ત કર તેમનામાં નતન રસ–જીવન પ્રેર કટાક્ષ–ક્રીત=પ્રેમ–કટાક્ષથી ખરીદેલા અમૂલા=અનૂલ્ય

૭ અત્રે પ્રિયતમના પ્રત્યે પ્રેમભર ઘડીકમાં દૃષ્ટિ નાખતા તો ઘડીકમાં લજ્જાળવા લોચન આપોઆપ મળ્યે કંઇક શરમાઇ જવાથી તે દૃષ્ટિને ખસેડી લેતા રાધિકા ભય ને હર્ષમાં તનમનતા એકદમ કુંજમાં પ્રવેશે છે, અને એ પ્રકારે સ્ત્રી–સહજ લજ્જાનો વિધ્વંસ કરી દે છે,–તેનું અત્રે વર્ણન છે ધ્વનિ=ઝણકાર નેપૂર=નુપૂર 'આ તે સત્ય કે સ્વપ્ન! રખેને આ સર્વ આળપંપાળ હોય!"–એ વિચારે ભય 'દાસ હવે હું પ્રિયતમની પ્રેમ–પાત્ર બનીશ કેવું તે જીવન સુખકર થશે! કેવા કેવા રસલ્હાવ લેવાશે!–એ વિચારે હર્ષ, અને 'હા પ્રભુને મળવાને હૃદય પણ કેવું ઉછાળા મારે છે? પગ પણ કેવા અગતિ

ડરવા ઉતાવળા બને છે !'–એ તનમનાટ–દર્શને ઉત્સુકતા –એમ એ ત્રણેયનુ અત્રે મમીશ્રણુ છે

## પ્રબંધ ત્રીજો

કુંજમા પ્રવેશતા જ. પ્રિયતમાને પ્રિયતમના દર્શન કેમ થયા–તેનુ અત્રે વર્ણન છે નાથ=પ્રિયતમ પતિ ૧ પ્રિયામુખેન્દુ=પ્રિયાના મુખ રૂપી ચદ્ર ઉર–ઉદધિ=હૃદય–સાગર ઉર્મિ=[1] મોજા [2] ઉમળકા ૨ હિમકર–કિરણુ=ચદ્ર–કિરણ સજલ=જળભરીયા 'સજલ'–પદ વાદળાની સવિશેષ શ્યામતાનુ સૂચક છે અને મેઘને શ્યામ કેશ સાથે સરખાવવાનોજ ખાસ હેતુએ એ પદ અત્રે મુખ્ય છે મજુ–મનોહર. મૌલિ=મસ્તક ૩ તમે=અંધકારમા ઘનવીર=વાદળાથી વ્યાપ્ત પૂર્ણેન્દુ=પૂર્ણિમાના ચદ્ર ઉજાસે=પ્રકાશે છે નિલવટ–પટ=ભવ્ય ભાલ–પ્રદેશ પર ૪ રવિ=સૂર્ય ૫ બુદબુદ=પરપોટા ભાવે=હૃદયને આકર્ષે છે સ્રગ–રભને=સ્રગના રભને "મણિમાળા શ્રીકૃષ્ણ–હૃદયને આલિંગે છે તે તેનુ આલિગન દર્શાવી રાધા–હૃદયને તેનુ આલિગન લેવાને રસાવી–રાધા હૃદયને તલસાવતા શ્રીકૃષ્ણને તેણે જોયા'–એ અર્થ ૬ પીત=પીળુ પરાગ–પરવ પટથી=પરાગના જયાના આવરણુથી તનુ=શરીર લતાવેષ્ટિતે=એ એક આલિંગન–પ્રકાર છે સરખાવો—

प्रियमनुकृतवल्लीविभ्रमा वेष्टयन्ती द्रुममिव सतान्ही मन्दसीत्कारदीप्रम्।
वदनमुदितखेलाक्रन्दमाचुम्बनार्थं नमयति विनताङ्गी यल्लतावेष्टितं तत॥

૭ ખજન=એ નામના પક્ષી રસભીના=પ્રેમની ઝલકવાળા. તારામૈત્રક=નયને નયનનુ મીલન ઉન્મદતા=ઉન્મત્ત બનાવે છે અત્રે પ્રભુના મુખને પદ્મ સાથે અને નયનને ખજન પક્ષી સાથે સરખાવ્યા છે ૮. અત્રે અધરામૃતનું પાન કરવાની ઉત્કંઠા દર્શી છે ૮ સાજના=શણુગારના પુનકભર=રોમાચ–ભર રસ–પુકિ=રસને અગે પાગરેલ રોમાચે ૧૦ રસેશ્વર–રૂપ=(રસ=આનદ, શૃગારરસ)[1] આનદસ્વરૂપ ભગવાન, [2] શૃગાર–રસના અધિષ્ઠાતા પરમાત્મા શ્રીકૃષ્ણ રૂપ=કૃષ્ણ–રતિ–રસ રસાળે=રસિક જનમા

૮. શ્રીકૃષ્ણજીના આ વિશ્ળિ રસ-સ્વરૂપનું હૃદય અને નયન શાંત થાય તેમ દર્શન કરી રસીલી રાધાના નયનમાંથી હર્ષનાં આંસુ ઝરે છે,-તેનું અત્રે વર્ણન છે. નેહે=પ્રેમે. અપાંગ=નેત્રના ખુણા. શ્રવણપુટ=કાન. વાધે ય=વધવાને. મદન-મદ-ઘેલાં=કામના આવેગે તનમનતાં,-ઘેલાં બનેલાં. સ્વેદામ્બુ=સ્વેદ-જળ. પ્રીતિ-પુનિત=પવિત્ર પ્રેમને લીધે પવિત્ર. હર્ષાશ્રુ-ઝરણાં=આનંદાશ્રુનાં ઝરણાં. 'નેહે'-પદ પ્રભુના અતુલ પ્રેમના દર્શનથી ઉભરાતી રાધા-હૃદયની રતિ દર્શે છે 'પિયુજી'-પદ રાધા-હૃદયના પ્રેમનું અને આદરનું સૂચક છે. "વાધે ય"—પદ શ્રીકૃષ્ણના મુખનું નિહાળી નિહાળીને પાન કરતાં પણ અતૃપ્ત થઈ અધીર થતાં રાધાનાં નયન, છે તેથી પણ વધુ વિકાસ પામવાને, જાણે ઉછાળો મારી આગળ વધીને કાનને પણ વીંધી નાંખે છે, ને એમ પોતાનો વિકાસ વધારે છે.-એ ભાવનું સૂચન કરે છે. વળી કાન વીંધવાની સંભાવનાથી રાધાનાં નેત્ર ભવ્ય ને તીક્ષ્ણ હતાં,-એમ સૂચવ્યું છે.

૯. દૂતીની રાધા-કૃષ્ણનો સમાગમ કરી આપવાની ઇચ્છા સફળ થઈ; પ્રેમી દંપતી રાધાકૃષ્ણ અત્રે એકાંતમાં આવી મળ્યાં, ને હવે તો આગામી વિલાસ-લ્હાવની લ્હાણ લેવા-દેવાની અનુકૂળતા કરી આપવાને સખી-વૃંદ રૂપ મક્ષિકાઓને ત્યાંથી માત્ર ઉડી જવાનું જ રહ્યું. એટલે એ સ્થાનમાંથી મક્ષિકાએ પણ સમજી આપોઆપ એક વા· અન્ય બ્હાને ઉડી જાય છે,-તેનું અત્રે વર્ણન છે. મિષે=બ્હાને. કર્ણે=કાન આગળ. ખ જી=ખ જવાળી. તિરછી=તિરકમ મલપતી=હમતી. સ્મર-મીણી=જેને કામદેવનો મીણો ચઢયો છે તેવી. રાજી=એડી. સરી=ધીમે પગલે ખસી. શયન-પ્રાંત=શય્યાની એક બાજુએ. કને=પાસે. 'ખંજી,' 'તીરછી,' 'મલપતી'-વિગેરે પદો 'સખિ, હુ ને તું એક ભેદના જરા."-એ પદનું સ્મરણ કરાવતી સખીઓ "જો અમે હવે જઈએ છીએ: અર્પાતી અનુકૂળતાનો અનુપમ લ્હાવ લઇ આત્માને તૃપ્ત કરજો."-એ ભાવનું સૂચન કરે છે.

૧૦. અત્રે 'રાધા' અને 'લક્ષ્મી'ના સ્વરૂપની એકતાને સ્થાપિત કરતી ભગવાનની ઉક્તિ રાધાકૃષ્ણના સનાતન દાંપત્યનું પ્રતિપાદન કરે છે.

સમુદ્ર-મથનની કથાને અનુલક્ષી અને વર્ણન છે હરે=મહાદેવ. સમદ=અતક્ષોભથી અતિશય મદ વાને...વિધ એ=એ રીતે વાતોમા ને વાતોમા પ્રેમ-પથે રાધાને પાળી, તેમા તલ્લીન કરી ભ્રમમા નાખી. કચે=યુક્તિપૂર્વક કુચકારકે=કુચ-કળિઓ પર 'લક્ષ્મીજી તો મ્હને વરનાર નથી જ'—એમ લક્ષ્મી પ્રકટ થતા પહેના જ પોતાના દિવ્ય ચક્ષુએ જાણી લઈ, નિશ્ચય કરી મહાદેવે પોતાની અમરતા ભૂલી ગયા હોય તેમ જીવન અકારૂ લાગવાથી તેનો નાશ કરવાને હલાહલનુ પાન કર્યું,—એવી પ્રતીતિ અર્પવાને અત્રે 'સમદ'—પદ યોજ્યુ છે "શ્રી દો કૃષ્ણ તે"—એ પદ આશીર્વાદથી મપ્રદાય પ્રમાણે સર્ગને સમાપ્ત કરે છે

પ્રાણ-પ્રિયાના સમાગમે પ્રગટેના શ્રીકૃષ્ણના આનદનુ અત્રે વર્ણન છે તેથી આ સર્ગનુ નામ સાનદદામોદર" રાખ્યુ છે

## સર્ગ બારમો.

૧ એક વા અન્ય બ્હાને પ્રેમી યુગલને એકાત અર્પવાને સખીઓના સીધાવી ગયા બાદ રાધિકાજીની બધી મર્યાદ-માઝા પણ સખીઓ ગઈ તેની સાથે જ જાણે દૂર સુદૂર નાસી ગઈ, અને રતિ ઉન્ની રેલાવા લાગી,—તેનુ અત્રે નિરૂપણ છે સમય અને સ્થળની અનુકૂળતા સાધન અને સાધ્યની સજ્જતા અને સાધ્યની સ્પૃહણીયતા—એ સર્વ ગધાની ઉનડતી રતિને રેલાવે છે અને એ રતિ સભોગ-શૃગારની ઈમારતના સુદૃઢ પાયારૂપ બને છે વાધી=વધવા લાગી ક્રીડા સાનવેશ=સાન શુ બની લજ્જા કામેચ્છાને દબાવી પીડે છે, ને કામેચ્છા લજ્જાને દબાવી પીડવા પ્રયતે છે. અધીર=પ્રિયતમના મુખનુ નીષ્ટ પાન કરવે તેમજ સગ સુવાની લ્હાણ લેવે તનપતી હેજે=સ્નેહપૂર્વક 'રસી રમવતી'—પદ રાધા-હૃદયની ઉત્સુકતા ને અધીરતાનુ દર્શક છે.

### પ્રબધ પહેલો

સ્વાધીનભર્તૃકા નાયિકા રાધાના પ્રત્યેની શ્રીકૃષ્ણની ઉપર્યુક્ત ઉક્તિનું વર્ણન છે અનુચર=દાસ અત્ર=હવે. મ્હેર=કૃપા ૧ અત્રે શ્રીકૃષ્ણજી નાગરિક વૃત્તિથી રાધાને શયન પર વિરાજવા કહે છે ૨.

અણુવટ=નૂપુર. સેવ્ય=સેવાને ઉચિત. ચરણ–શરણ=ત્હારા ચરણમાં જ આશ્રય જોતો,–તેને જ વળગી રહેતો. ૩. ઓળાંસી=પગ–ચંપી કરી. ૪. પટ–અંતર=આડીખીલી કરતા આ વસ્ત્રનો આંતરો. 'અલિ, પ્રેમને પંથે તે વળી આવા ઢાંક–પીછોડા હોય? પ્રિયે, આ સ્તન પરનું વસ્ત્ર આલિંગને આડીખીલી કરે છે: ને રસની અધૂરી લ્હાણ અર્પે છે. લાવ, એને પ્રિય, દૂર કરૂં."–એવો અત્રે ભાવ છે. ૫. પ્રિયરંભને= પ્રિયતમનું આલિંગન કરવાને. સ્તનાંબુજ=સ્તન રૂપ કમળ. પુલકંત= રોમાંચિત થતું. સુખાળા=સુખદાયક. અત્રે દૃઢ આલિંગન અર્થે પ્રભુની આ યાચના છે. ૬.આગે=આગળથી. બેલી=ઉગારનાર; રક્ષક અધર–અમી= અધરામૃત. અત્રે અધરામૃતનું પાન કરવાને અર્થે પ્રભુની યાચના છે. ૭. રસના–રવ=કટિમેખલાના ક્વણંકાર. કલકલ=ઘોંઘાટ. કટાવી=કાપી નાંખી. સુખવ=સુખ આપ.'પ્રિયે, ત્હારા કંઠની કિલકારીના રસીલા આ કર્ણને આ કોકીલના ટોકા તે કેવી રીતે રૂચે? રેલાવ ત્હારા કંઠનું માધુર્ય અને દૂર કર પ્રિયે, એ કોકીલના કલરવથી થતું આ કર્ણકષ્ટ."–એ ભાવ છે, અને તેવા કથને રાધાના કંઠની અત્રે શ્રેષ્ટતા દર્શી છે."રસના–રવ"– પદ રાધિકાને 'હંસ–લીલા' નામના વિપરિત રતની લ્હાણ લેવાનું સૂચન કરે છે. અહીં પ્રભુ સમાગમ–સુખની યાચના કરે છે ૮. વ્યર્થ= નિષ્કારણ; વગર નિમિત્તે. સંતાપી=સંતપ્ત થઈ. લોચાઈ=લોચવાઈ. રતિખેદ ત્યાગી=એ લોચવાઇ જવાના નિમિત્તરૂપ જે રતિખેદ છે તેનો ત્યાગ કરી. "શાણીને વધુ શું સમજાવું? પ્રિયે, ત્હારી પ્રસન્નતા પ્રસરાવ,–ને રસસામગ્રીની રસ–લ્હાણ લમાવ."–એમ પ્રભુની અત્રે અંતિમ પણ સંક્ષિપ્ત યાચના છે. ૯. રસિક–ઉરે=રસિક જનના હૃદયમાં. રતિ–તરંગ–રંગ=પ્રેમની લહરીના વિલાસ.

૨. રીસાયાં રાધિકા મનવ્યાં મનાયાં, પ્રસન્નતા તેમની પ્રકટ થઈ, સ્થાયી રતિનાં પૂર રેલ્યાં, યુગલ–કિશોરની શૃંગારલીલાની વેદિકા રચાઇ, અને પ્રેમ–યજ્ઞનાં તે પૂજારી યજ્ઞની પૂર્ણાહુતિને પંથે પળ્યાં. પ્રભુની એ શૃંગારલીલાનું અત્રે વર્ણન છે નિમેષે ય=આંખના પલકાર પણ. દશે=ડંખે છે. દગો ય રસતાં-નયને નયન મીલાવતાં; નયનામૃતનું

પાન કરતા-કરાવતા. કરે=કાટા શુ હૃ-પતે વીધી નાખે છે. હર્ષ-હેલી= હર્ષની રેલમછેલ દૂભે=હરમત કરી કઇક નારાજ કરે છે અત્રે યુગલની રસા રરતૃત્તિ દર્શી છે. "એકેક અગ એકેકથી એવુ સુદર હતુ કે તેનું નિરીક્ષણુ કરવા જતા ત્યાજ નયનો લોભાઈ જઇ ઠરી જતા, છતાય અન્યને જોનાની અધીરતા અને ઉત્સુક્તા તેને ત્યાથી આ-ર્ષી લઈ અન્યત્ર લઈ જતા,-અને આમ તેમના નયના કઇક અતૃપ્ત રહેતા એ પરિસ્થિતિમા થતો આખનો એકાદ પનકાર પણ જગાયે સહ્યો જાય તેમ ન હતો,-એકદમ તેમના હૃદયને તે તત્કાળ ડખતો હતો-એમ પ્રત્યેક ભાવનામા અત્રે તેમની અધીરતા, ઉત્સુક્તા ને રસલુબ્ધતાના બળે અતૃપ્તતા ને દુખદતા જણાવી કવિએ સુદર રીતે તે પ્રેમી યુગલ રાધાકૃષ્ણની તે રગભરી શૃગારલીલાની અત્રે અયશ્રી કરી છે

૩ અત્રે તેજ રમઝટની આલિંગન, ચુંબન-આદિ બાલારત રૂપે આરભ-દશા વર્ણી છે કેશે ક્સી=કેશ ગ્રહી સુદઢ પકડીને. ધાયા=ધાયલ કીધા રદે=દતથી. નખી=નખ બેસાડી અધરાસવે=અધર-મધુએ અત્રે 'આસવ'-પદ સાભિપ્રાય છે 'અધરામૃતને બદલે અધરાસવનુ પાન કરાવી રજમા રજ વધારી'-એમ દર્શાની કવિ અત્રે 'રીઝ્યા ગજથી કચ'-એ ઉક્તિની સવિશેષ સમળતા દર્શાવે છે. રીઝ્યા=પ્રસન્ન થયા રજ=ક્લેશ પજવણી ત્રાસ

૪ તેજ રમઝટની અત્રે પ્રાપ્તિ-દશા વર્ણી છે મારાક-રતિ- રણે=મારાક જાતીય કેલિ-ક્રીડાના યુદ્ધમા સભ્રમ=વેગ. દક્ષ=કળાકુશળ બાલાડી=કોમળ હસ્તે સ્ત્રી જાતીના હસ્તની કોમળતાનુ 'બાલાડી'-પદ સૂચન કરે છે. પૌરૂષ=¹ પુરૂષના ધર્મ, ² મરદાની અત્રે વિપરિત-રતના સૂચનપૂર્વક તેવા રતને અનુલક્ષી ઉપર્યુક્ત વર્ણન કર્યું છે

૫ અત્રે તે રમઝટની પર્યાપ્તિ-દશા વર્ણી છે ઢળી=મીંચાઈ વિધુર મધુર=અત્યન્ત ને ભાગ્યુ-તુટ્યુ પણ મધુર શ્લિષ્ટ કેક કહે= લવકારે છે ગૌર=શ્વેત. ઉર નામ=હાર જે=જે રાધાના તે=તે રાધાને તે=તે શ્રીકૃષ્ણ કેલિ-ક્રીડાની પર્યાપ્તિ થતા અતર્પ થઈ તે પ્રાપ્ત થએલ સતૃપ્તિને અનુભવતા રાધિકાને રસ-લોલુપ રગ-રસીયા તે ધન્ય-જીવન

શ્રીકૃષ્ણ ફરીથી પણ ભુજે બીડાની તેમની મુખ–સુધાનુ પાન કરે છે”–
એમ દર્શી ઉભય દંપતીની રમિન્તાનુ, પ્રેમ–પથે પ્રેમીના હૃદયની
ફરી ફરીને ય રસ-પાન કરવા છતા ય રહેતી અતૃપ્તિનુ અને પ્રેમ–પથે
જણાતી પ્રેમની સનાતન નૂતનતાનુ સૂચન કવિ અત્રે કરે છે

૬ અને તે રમઝટની પરિણામ-દશા વર્ણી છે અને તે
દશાની પરિસ્થિતિમા રાત્રી વિતાવી પ્રભાતે તેજ દશા ની તેજ પરિસ્થિતિમા
દર્શ આપતા રાધિકા પુન પણ શ્રીકૃષ્ણના હૃદયને હચમચાવી–આકર્ષી
જે રમત્હાણ લે છે–દે છે–તેનુ અને સુદર સૂચન છે. દ્દગ=નયન છૂટી
લટ, ડોળાયલી આંખ, તાબૂન-વિરત ઓષ્ટ, ઘવાયેલ છાતી, અને
સરી પડેલ કટિ-મેખલા,–એ પાચ પચશર કામદેવના જાણે પાચ
બાણ હોય તેમ, તે શ્રીકૃષ્ણજીના નયન-માર્ગે હૃદયમાં ઉતરી જઈ
તેમને ઘાયલ કરે છે, એવો અત્રે ઉલ્લેખ છે

૭ અત્રે તે રમઝટની તેજ પરિણામ–દશા અન્ય ભાવે દર્શી છે
રાત્રિએ લાધેલ તે પરિણામ–દશાની તે પરિસ્થિતિને અગે શિથિલ વિથિલ ને
છિન્નભિન્ન પણ થયેલા નીજ અગને રાધિકા પ્રભાતના પ્રકાશે નિહાળે
છે, શિથિલ ને ઘાયલ થયેલા પણ તે અગની અવર્ણ્ય શોભાને અને
નિહાળવાથી થતી હૃદયની સતૃપ્તિના આનદનો અનુભવ લે છે
તે અનુભવ તેમને ફરી ફરીને તે અગની તે અવર્ણ્ય શોભાનુ પાન
કરવે તેમના હૃદયને રસાવે છે,–તે તેને અમીટ નિહાળ્યા કરે છે
એવે શ્રીકૃષ્ણની દૃષ્ટિ પણ અગનુ અવલોકન કરતી તે પ્રિયાના ઉપર પડે
છે; અને દૈવયોગે તેજ વિરલ અલૌકિક પળે પ્રિયાની નજર પણ
શ્રીકૃષ્ણ પર પડે છે લજ્જાવની લલનાની સ્વાભાવિક લજ્જા ઉછાળો
મારે છે અને તે સત્વર ગોપ્ય અગને હાથવતી ઢાકી દે છે પણ
અગ નિરખવાની ઉત્સુકતા અને તે તેમા લાગેલી તલ્લીનતા હજુય
તેમને તે અગનુ દર્શન-પાન કરાવવા તલસાવે છે, તેનુ દર્શન–પાન તે
તે છતાય કર્યા કરે છે’–એ ભાવનુ અત્રે સ્પષ્ટ કથન છે હારી=કુચ–
કુભની કાતિથી લજ્જા પામી પરાજીત થઈ સુતનુ–સમ્વરા=ચોળાઈ
ચોવાઈને નાના બની ગયેલા ફૂલ–હાર ધારણ કરનારી ચોળાઈ

ચીમળાઇને વિખરાઇ ગયેલી માળાથી પણ તે શથરવથર અંગ ઢાંકવાને અર્થે તેવી માળાને હસ્તમાં ધારણ કરી રહેલી. એ પ્રકારે આ રમઝટની બીજા શ્લોકથી માંડેલી તે અથશ્રીની અત્રે ઇતિશ્રી કરી છે.

૮. એમ 'પ્રભુના પૂર્ણ પ્રેમનું અક્ષય્ય-પાત્ર બની પ્રીતિ-તર્પિત રાધા રંગમાં રસી ચસી રસમસ્ત હૃદયે રસની મસ્તીના કંઇક ઘેરા ઘેરા ઉન્માદમાં પ્રભુને પોતાના તે શિથિલ-વિશિલ અંગને પુનઃ પણ ઉચિત શણગાર સજાવી સોહાવવા વિનતિ કરે છે.-તેનું અત્રે પ્રસ્તાવના-કથન છે. સતર્પી=પૂરેપૂરી તૃપ્ત.

**પ્રબંધ બોજો.**

"પ્રભુજી, હવે તો આ પીટયા શણગાર જરા પુનઃ પણ આપના જ શુભ હસ્તે સાજી આપની આ રસિક રાધાને રસવવાની તો મ્હેર કરશો ને ?"-એમ રસમસ્ત વિશ્રબ્ધ હૃદયે વિનય-પૂર્વક રાધા પ્રભુજીને વિનતિ કરે છે. સુહાગ=શણગાર; ભૂષણ. ગજવી=ગજાવી. ૧. સ્મરસ્તનદુર્ગ=કામદેવના સ્તન રૂપ ગઢ. સના=માલીક વગરના. સુધાકર-શીત=ચદ્રના જેવા શીતળ; અમૃતના ભંડાર હોઇ શીતળ સુખાળા,-જીવનનું અમૃત પાઇ કલ્યાણ કરી શકે તેવા. પ્રભવો=આપની સત્તાનો ત્યાં વિજય-ધ્વજ ચઢાવી-ફરકાવી આપની આણ વર્તાવો; આપની રસમસ્તીથી એને રસમસ્ત બનાવો સ્તન પર તેની શોભાને અર્થે મીન-મકર,-આદિનું મૃગમદે ચિત્રાલેખન થાય છે,-તેવું ચિત્રાલેખન અત્યારે દૂર થયું હોવાથી રાધા પ્રભુને દર્શીલ રૂપમાં કહે છે કેઃ-'પ્રભુજી, જુઓને, આ કામદેવના ગઢ જેવા લેખાતા આ મ્હારા સ્તન-પ્રદેશ પર મીનરૂપ ધ્વજા ફરકતી નથી,-તે સૂનાં લાગે છે; અને તે સૂનતાના ભાવે ત્યાં અરાજકતા (મુઝવણ-કપ) પ્રવર્તે-છે. પ્રભો, તે અરાજકતાના ત્રાસથી તેને મુક્ત કરવા આપ કયાં આળસ કરો છો ? આપનુ ક્ષત્રિયત્વ પણ તેવી અરાજકતાનો વિધ્વંસ કરને કાં લોભી થતું નથી ? ! પ્રભુજી, ત્યાં તે સ્તન-ગઢ પર મીન-ધ્વજ આરોપી આપની ત્યાં આણ વર્તાવો.'-એમ રાધિકાનું અત્રે કથન છે (સ્તન=સુહાગ.) ૨ અલિકુલ-જયી લજંતી=ભ્રમરવૃંદની પંક્તિ રૂપ કામદેવના ધનુષ્યની પણછને પણ

પોતાની શ્યામતાના પ્રભાવે લજવી નાંખતી. કજ્જલ=કાજળ. સજ્વી=સજ્જ કરી (નયન–સુહાગ.) ૩. શ્રુતિ–સ્મર–પાશ=કર્ણ–પ્રદેશ રૂપી કામદેવની જાળ. અનાથે=માલીક વિહીન. નયન–કુરંગને પકડવા શ્રુતિ રૂપી જાળ પાથરી કુંડળ રૂપ પારધિ–માલીક ત્યાંથી તે જાળને ત્યાં બીલી સની મૂકી દૂર દૂર ચાલ્યો જાય, તો મૃગલાં પણ ત્યાં પાથરેલી જાળને દેખીને ઊલટી છલગો ભરી દૂર દૂર જ્યાંથી આવ્યાં ત્યાં પાછાં ચાલ્યાં જાય, ને માલીક ત્યાં વા ખાતો રહે; પણ જો માલીક પાસે જ કોઈક સ્થળે લપાઇ છુપાઇને ઉભો રહે, તો તે આવતાં મૃગલાંને અનેક પ્રકારે મુગ્ધ કરી લલચાવી પોતાની જાળમાં સપડાવી શકે અને સત્વર સાધ્ય સિદ્ધ પણ કરી શકે: તો હે નાથ! આપ–રૂપ આપનાં આ કુંડળથી પણ તેને સનાથ બનાવી ત્યાં મૃગયા રમવો તો ઠીક'–એવા ભાવનું રાધા–કથન છે. ટુંકમાં રાધા પ્રભુને જણાવે છે કે:–"હે પ્રભો, મ્હારા કર્ણનાં કુંડલ પહેરાવો, ને સાથે સાથે મ્હારાં આ ચપળ ચંચલ નયન જે અત્યારે વિકાસહીન ને વિલાસહીન છે તેને પૂર્ણ વિકાસ ને વિલાસ અર્પી કુંડળ રૂપે કર્ણમાં વિરાજતા આપમાં તે રસે,–એમ કરો. આપમાં તલ્લીન બની આપનેજ નિહાળયા કરે, અને તેમ આપની મૃગયા બરાબર દીપે તેમ કરો" મકરાકૃત કુંડળમાં વિષ્ણુના અને કામદેવ પણ મકરધ્વજ કહેવાતા હોઈ તેમાં જ કામદેવના નાથત્વનું આરોપણ સર્વથા ઉચિત છે. રા૦ ગ૦ સાક્ષરવર્ય શ્રયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ આ ચરણના ઉપર નીચે પ્રમાણે ટીકા આપે છે:–"જાળની દ્દઢતા સારૂ ગોળ કડીઓ નાંખવાની રીતિને અનુસરી કામના પાશ રૂપ કાનમાં અત્રે કુંડળ અર્પવાનું કહ્યું છે." ભલે તેમ હો: પણ તેમનાં નેત્ર કુરંગની જેમ ચપળ ને ચંચળ હતાં, ને તે છેક કર્ણ સુધી પહોંચતાં દીર્ઘ ને વિશાળ હતાં,–એટલું તો અત્રે સ્પષ્ટજ છે. (કર્ણ–સુહાગ). ૪. અકલંક=ચંદ્રમાં તો કલંક છે, પણ આમાં તો નામેય કુ–કલંક નથી, પવિત્ર જ છે. તે=ત્યાં. પ્રભુ–અંક=પ્રભુના ચિહ્નથી,–ચિહ્નરૂપ તીલકથી. અગરે=એક પ્રકારના સુગંધિ–દ્રવ્યથી. "પવિત્રતા તો પ્રભુને પ્યારીજ છે, તો ત્યાં પ્રભુનો

નિવાસ થવો કાં ન ઘટે? પ્રભો, નીલકરૂપે બિરાજો આપ મ્હારા ભાલ-પ્રદેશ પર."—એ ભાવ છે. (ભાલ-સુહાગ) ૫. (મુખ-સુહાગ) ૬. (કેશ-સુહાગ,-વેણી-ગુંથન.) ૭. અનગ-કુંજર=કામદેવ રૂપ હસ્તી. રસી=બાંધી. કરી=હસ્તી .કસવે=જકડીને બાંધી દો રાધાના ગજ-ગામિનીત્વનું અત્રે સૂચન છે. (કટિ-સુહાગ.) ૮. ક્રિવિપ=પાપ.

૯. શ્રીકૃષ્ણજી પણ પ્રસન્ન હૃદયે પ્રાણ-પ્રિયાને તેના ઇચ્છયા શણગાર સજાવે છે,-તેનું અત્રે વર્ણન છે. અલિકે=ભાલ-પ્રદેશે. મધ્યે=કટિ પર. હેજે=પ્રેમપૂર્વક. રસેશ=રસસ્વરૂપ શ્રીકૃષ્ણ.

૧૦. અત્રે પરમ આનંદજન્ય યુગલના ઉન્માદનું વર્ણન છે, અને તેને અવલમ્બીને જ અત્રે યુગલની વસ્ત્ર-પરિવર્તનની લીલાનું પણ રમણીય વર્ણન કર્યું છે. શર્મિંદ=લજ્જાન્વિત. દૃષ્ટિ કસી=સ્ત્રી-રૂપ ધારણ કરેલ આત્માને જોઇ લજ્જાન્વિત થઇ જતાં લોચનને ત્યાંથી ખસેડી રાધાના મુખ પર લઈ જઇ ટેકવી રાખતા.

૧૧. અત્રે શેષશયી ભગવાનનું વર્ણન છે. પદ્મા=લક્ષ્મીજી. તળાંસતી=ચાંપતી. નાભિપુષ્કરનાલથી=ડૂંટીમાંથી પ્રકટ થયેલ કમળના દંડથી. સેજે=શય્યામાં. સક્રાંત=પ્રતિબિંબિત. કરી=લીધે. અત્રે લક્ષ્મીજીનું આ દૃષ્ટાંત મૂકી કવિશ્રી જયદેવ વૈષ્ણવ સંપ્રદાયની દાસભક્તિ, પ્રેમ-ભક્તિનું નિરૂપણ કરે છે વળી "શેષશયી તે સૌ શુભ દો શ્રીહરિ."—એ પદથી કવિ આશીર્વાદથી સંપ્રદાય પ્રમાણે સર્ગને સમાપ્ત કરે છે.

ઉક્ત પ્રકારે ભગવાન શ્રીકૃષ્ણની પરમ પ્રસન્નતાનું આ સર્ગમાં વર્ણન કર્યું હોવાથી આ સર્ગનું નામ 'સુપ્રીતપીતાંબર' રાખ્યું છે.

## પ્રશસ્તિ.

૧. કૌશલ=કલાદર્શન ધ્યેય=ચિંતવ્ય. રસરાજની=શૃંગાર-રસની. ચમત્કૃતિ=ચમત્કાર રસનો સમુલ્લાસ, પ્રબંધનું માધુર્ય અને સંવિધાનની ચમત્કૃતિ,—એ ત્રણેયનો એકત્ર યોગ સંદર્ભનું ગૌરવ પ્રકાશે છે. ત્રિપુટીને કૃષ્ણ-ભક્તિના અલૌકિક તત્ત્વમાં રેલાવી કવિ પોતાની તલ્લીનતાને પ્રકાશે છે. રસ, સંગીત, સંવિધાન અને ભક્તિના યોગીને

આ ભોજન પચે તેમ છે, એવો અત્રે આશય છે. અત્રે કવિશ્રી જયદેવની કવિ તરીકે પ્રશંસા કરી છે.

૨ અત્રે તેમના કાવ્ય-રસની પ્રશંસા છે. આ કાવ્યના રસની ઉત્તમતાને અનુલક્ષી અત્રે અન્ય રસની અવગણના વર્ણી છે અમધુર=મોળુ; ફીકકું. મધુ=મધ. શર્કરા=[१] સાકર; [२] રેતી. મૃત=મરીજ ગયેલઃ કેમકે તે પૃથ્વી પર તો અલભ્ય છે, અત્રે છેજ નહિ અધર ધર તલે= અમૃત-પાન કરાવનાર ત્હારા અધરને પણ પાતાળમા લઇ જઇ નાખી દે. ભુવા=આ પૃથ્વી પર. શૃગાર-સારે=શૃગાર રસના તત્ત્વથી.

૩ અત્રે માતપીતાના નામ-સંકીર્તનપૂર્વક કવિશ્રી જયદેવ રસિક બંધુ-જનના કંઠમાં આ કાવ્ય સમર્પણ કરી પ્રશસ્તિની સાથે ગીતગોવિંદ-કાવ્યની પણ સમાપ્તિ સાધે છે. મહાકવિ શ્રીજયદેવની માતાનુ નામ રાધાદેવી, પિતાનુ નામ ભોજ, તથા તેમના એક અંગત મિત્રનુ નામ પરાશર હતુ,-એ તો અત્રે સ્પષ્ટ જ છે



## પુસ્તક પરત્વે કેટલાક અભિપ્રાય.

રા. રા. નટવરલાલ રણછોડદાસ, શાહનુ ગીતગોવિન્દનુ ભાષાંતર જયદેવની મૂળ કૃતિને આપણી ભાષામા ઉતારવાનો સફળ પ્રયત્ન જણાય છે. રા. શાહની કૃતિ સરળ, મધુર, અને કર્ણને પ્રિય લાગે એવા રાગો સાથની હોવાથી ઘણી આકર્ષક થઈ પડશે. મૂળનુ અક્ષરશઃ ભાષાન્તર કરવાની ચીવટ લેખકે રાખેલી હોવાથી મૂળ ગ્રન્થની સાથે એ વાચવાની સુગમતા અભ્યાસીઓને આવકારદાયક થઇ પડશે. ચિત્રો વડે પણ એ પુસ્તકની શોભામા વધારો થયો છે.

સુરત—
તા. ૧૫-૧૦-૨૬.

**મોહનલાલ પાર્વતીશંકર દવે.**
પ્રો.—એમ્. ટી. બી. આર્ટ્સ કોલેજ—સુરત

*  -  *

રા. શાહના ગીતગોવિન્દના ભાષાન્તરના કેટલાક ભાગ મ્હે જોયા છે અને તે ભાગોમા મૂળનો અર્થ સચવાયો છે તથા ભાષાની સરળતા પણ સચવાઈ છે, એમ મ્હને લાગ્યું છે. ... ........આ દિશામા થયેલો પ્રયાસ સ્તુતિપાત્ર છે એ વાત નિઃસંશય છે.

તા ૧૦-૧-૧૯૨૭

**કમળાશંકર સુંદરલાલ ત્રિવેદી**
સંસ્કૃતના અધ્યાપક, એમ્. ટી. બી. કોલેજ—સુરત.

*  *  *

**રા. રા. ભાઇ નટવરલાલ શાહ** (જખુશરીયા.),

વિ. કવિશ્રી જયદેવકૃત 'ગીતગોવિન્દ' નામના લોકપ્રિય સંસ્કૃત કાવ્યનું પદ્યમા ભાષાન્તર કરી 'સરલ ગીતગોવિન્દ' નામથી તમે છપાવ્યુ છે તે મે જોયું છે. કવિશ્રીની વાણીને ગુજરાતી પ્રજાવર્ગને માટે અનુકુળ પડતા રાગોમા ગુજરાતીમા ઉતારવાનું કામ જેમ વિકટ છે તેમ સ્તુતિપાત્ર છે. આ કાવ્યના બીજા ભાષાન્તરો થયા છે, જુદે જુદે ધોરણે તથા જુદા જુદાં ઉદ્દેશથી તે ગુજરાતીમા પ્રગટ થાય, એ એક રીતે ઇષ્ટ છે. તમારા કાવ્યમા ઘણી સરલતા તમોએ કરેલી જણાય છે, અને સાથે વિવેચન સહ ટીકા આપી છે. તેથી તે પણ ઉપયોગી થઈ પડે એમ છે. મૂળ સંસ્કૃત કાવ્ય ભાગ તમારા પુસ્તકમાં આપવુ ઉચિત હોવાથી તે પણ સાથે છપાયાથી તેનું રહસ્ય સમજી વાચનારને વિશેષ આનંદ થશે એમ લાગે છે. તમારા આ પ્રયાસ માટે ધન્યવાદ ઘટે છે.

બાલાજી રોડ,
સુરત તા. ૯-૧-૨૬.

લી. સ્નેહાધીન
**છગનલાલ ઠાકોરદાસ મોદી.**

*  *  *